આદર્શ આર્ય સન્નારી, ત્યાગ અને તેજસ્વિતાની મૂર્તિ, પતિ પરાયણા, નારીઓમાં રત્નસમી જનક દુહિતા સીતાજીની પ્રેમ અને ત્યાગ, ન્યાય અને નીતીનો ખ્યાલ આપતી અપૂર્વકથા

# જનક દુલારી




: લેખક :

ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા

[ગૃહિણીમિત્ર, ભગવાનબુદ્ધ, જવાહર કમલા, દક્ષકન્યા, ભીષ્મની બાણશૈય્યા વિગેરેના કર્તા]




પુસ્તક ઉપરનું લવ કુશ અને જાનકીનું ત્રિરંગી ચિત્ર શ્રીમતિ ભદ્રા દેસાઈ ની કલાકૃતિ છે.


: પ્રકાશક :

એન. એમ. ઠક્કરની કંપની

બુકસેલર્સ : : : પબ્લીશર્સ

૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨.



અર્પણ

જેના સંસ્કારે મને ઘડ્યો

તે

પૂજ્ય માતુશ્રી મોતીમાને

ચરણે

નંદલાલ

## પ્રસ્તાવના

ભારતવર્ષનાં સ્ત્રી અને પુરુષ, યુવક અને વૃદ્ધ, સર્વ પ્રાતઃ સ્મરણીય રામચંદ્રજી અને એમનાં ધર્મપત્ની સતી સીતાના નામથી સુપરિચિત્ત છે. રામચંદ્રજીની જીવનકથા આપણા દેશમાં રામાયણ વાંચનાર કથાકારો સુલલિત ભાષામાં કહે છે ત્યારે શ્રોતાજનોના નેત્રમાંથી અવિરત અશ્રુધારા વહેતી જોવામાં આવે છે; રામચરિત્રને લગતાં કેટલાંક સ્વતંત્ર પુસ્તકો જોવામાં આવે છે પરંતુ **સીતા–વનવાસ** પુસ્તાકાકારે જોવામાં નહિ આવવાથી પ્રસ્તુત પુસ્તક લખવાનું સાહસ કર્યું છે આ પુસ્તક સ્ત્રીઓને વિશેષ વાંચવા યોગ્ય છે. એમાં રામચંદ્રજીએ રાવણનો ઉચ્છેદ કરી સીતાજીને તેના બંધનમાંથી મુક્ત કર્યા પછી અને તેમને અયોધ્યામાં લાવી રાજગાદીએ બેઠા પછી લોકાપવાદને માન આપી સગર્ભા સીતાજીને વનવાસ આપ્યો, તેઓ વાલ્મીકિ ઋષિના આશ્રમમાં રહ્યાં. ત્યાં તેમને કુશ અને લવ જેવાં બે પુત્ર રત્નની પ્રાપ્તિ થઇ. રામાશ્વમેધ સમયે વાલ્મીકિ ઋષિ કુશ અને લવને સાથે લઈ રામાશ્વમેધમાં ગયા. ત્યાં પોતાનું રચેલું રામાયણ મહાકાવ્ય રાજા રામચંદ્રજીને

સંભળાવ્યું, રામચંદ્રજીએ સીતાને પુનઃગ્રહણ કરવાનો સંકલ્પ કર્યો. પરંતુ લોકાપવાદને લીધે સીતાજીને ગ્રહણ નહિ કરવાથી તેમણે પોતાનો પ્રાણ ત્યાગ કર્યો ત્યાં સુધીની કથા વર્ણવવામાં આવી છે. રામચંદ્રજીએ માત્ર લોકાપવાદને ખાતર જ સીતાજીનો ત્યાગ કર્યો તેમાં તેમનો એજ ઉદ્દેશ હતો કે પ્રજાને સંતોષ આપવાથી રાજાને કોઇ પ્રકારનું કલંક લાગતું નથી અને પ્રજાના સંપૂર્ણ સંતોષ ને માટે જ રાજાએ રાજ્ય કરવું જોઇએ. સીતાજીને વનવાસ આપ્યા છતાં રામચંદ્રજી પત્નીની નિર્દોષતા સારી પેઠે જાણતા હતા તેમ જ તેમનો પત્નીપ્રેમ પણ અપૂર્વજ રહ્યો હતો. પતિદેવે પોતાનો ત્યાગ કર્યો તેનું કારણ સીતાજી સારી પેઠે જાણતા હતાં. તેથી તેમણે એ આચરણ તરફ અસંતોષ નહિ દર્શાવતાં પતિની ઈચ્છા, એજ ઈશ્વરની ઈચ્છા સમજી પતિના કલ્યાણ માટે જ અવશેષ જીવનમાં તપશ્ચર્યા કરી, શરીરકષ્ટ ભોગવી, તપસ્વિની બની રહી જીવન વ્યતીત કર્યું હતું. સીતાજીના વનવાસથી ઋષિ વાલ્મીકિજીને અતિશય મનઃકષ્ટ થયું હતું. તેથી તેમણે સીતાજીને પોતાના આશ્રમમાં રાખી તેનું પાલનપોષણ કર્યું હતું. તેમજ સીતા પુત્ર કુશ અને લવને પોતાના વંશથી ગુપ્ત રાખી રામાયણ કાવ્યનો અભ્યાસ કરાવ્યો તે સાથે તેમને ભિન્ન ભિન્ન અલૌકિક વિદ્યાઓનું પ્રયોજન કરાવ્યું હતું. ઋષિજીની પણ તીવ્ર ઇચ્છા હતી કે રામચંદ્રજી સીતાજીનો સ્વીકાર કરે અને તે માટે જ તેમણે રામાશ્વમેધ વખતે કુશ અને લવને લઇને યજ્ઞમાં પધારેલા સભાજનો સમક્ષ રામાયણ મહાકાવ્ય ગાવાનો ઉપદેશ કર્યો હતો. રામચંદ્રજીએ પણ તેમાં એવી કરૂણાજનક ભાષામાં સીતાજીની વિરહ વ્યથાનું વર્ણન કર્યું હતું કે જેથી સીતાજીને પુનઃગ્રહણ કરવા તત્પર થયા. પરંતુ પુનઃ લોકાપવાદના ભયથી સીતાજીને ગ્રહણ કર્યાં નહિ એ જ કારણથી સીતાજીએ પ્રાણ ત્યાગ કર્યો.

વાચક બ્હેનો જોઇ શકશે કે પતિ દ્વારા પોતાનું આવું અપ-

માન થવા છતાં તેમણે પતિને જ પોતાનો સર્વશ્રેષ્ટ ઈશ્વર માની તેમની આજ્ઞાને શિરોમાન્ય કરી હતી. વનવાસનો સમય સીતાજીએ વિરહ વ્યથામાં ગુમાવવા છતાં પતિનું લેશમાત્ર અનિષ્ટ ચિંતન કર્યું નહોતું. તેમણે તો ક્ષણે ક્ષણે પતિનુંજ ધ્યાન, પતિનું જ પૂજન અને પતિનીજ કલ્યાણકામના કરી હતી.

બંગાળાના સુપ્રસિદ્ધ લેખક વિદ્યાવારિધિ સ્વ. ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરના બંગાળી સીતાવનવાસ ઉપરથી આ પુસ્તક રચ્યું છે બંગાળીમાં એ પુસ્તકની ઘણી આવૃત્તિઓ થઇ છે. અને સ્ત્રીઓ ઘણા પ્રેમથી તે વાંચે છે. આ પુસ્તક પણ ગુજરાતની બ્હેનો વાંચે અને યોગ્ય બોધ ગ્રહણ કરે એ જ ઈચ્છા છે.

વાચક બ્હેનો સીતાજીનું ચરિત્ર જાણે છે. પ્રાતઃ સમયે સતી સીતાજીના નામનો ઉચ્ચાર કરે છે. તેજ બ્હેનો સીતાજીની પેઠે પતિભક્તિ કરશે અને પતિને જ સર્વસ્વ માની તેના ઇષ્ટ ચિંતનમાં જ જીવન વ્યતીત કરશે તો અમારો પરિશ્રમ સફળ થયો માનીશું.

લેખક





પ્રકરણ ૧ લું

## રાજ્યશાસન

શ્રી રામચંદ્રજી રાજગાદી પર બેઠા પછી અપૂર્વ તેજસ્વિતા પૂર્વક રાજ્ય શાસન અને પ્રજાને પોતાના સન્તાનવત્ સમજી પ્રજાપાલન કરવા લાગ્યા. તેમની સુખદ રાજ્ય પદ્ધતિને લીધે થોડા દિવસમાં જ કૌશલ રાજ્ય સર્વ પ્રકારની સુખ સમૃદ્ધિથી પરિપૂર્ણ થઇ ગયું. તેમના રાજ્ય સમયમાં પ્રજાને એવા પ્રકારના

સુખ વૈભવ પ્રાપ્ત થયા હતા કે પૃથ્વીના બીજા કોઇ પણ રાજાના સમયમાં એવું સુખ પ્રાપ્ત થયું નહતું. તેઓ પ્રતિદિન અમાત્ય વર્ગની સાથે બેસી રાજ્યકાર્યનું અવલોકન કરતા. રાજ્યમાં કોણ સુખી છે. કોણ દુઃખી, કયો મનુષ્ય કયું ઉચિત અનુચિત કાર્ય કરે છે, તે સર્વ પ્રત્યે સંપૂર્ણ લક્ષ રાખતા હતા. તે ઉપરાંત જે સમય મળતો તેમાં પોતાના ત્રણ ભાઇ અને પત્ની સીતાજી સાથે આનંદ ઉપભોગ કરતા હતા.

સમય વ્યતીત થતાં જ સીતાજીને ગર્ભ રહ્યાનાં લક્ષણ જાણવામાં આવ્યાં. એ જાણી શ્રીરામચંદ્રજી અને તેમનાં માતા કૌશલ્યાના આનંદનો પાર રહ્યો નહિ. સમસ્ત રાજમહાલય ઉત્સવપૂર્ણ થઇ ગયો. રાજકુમારનાં સત્વર દર્શન કરવાની ઇચ્છાથી પ્રજાજનો પણ પોતપોતાના મકાનોમાં અતિશય શ્રમથી ઉત્સવક્રિયા કરવા લાગ્યા.

થોડા દિવસ પછી મહર્ષિ ઋષ્યશૃંગે યજ્ઞ કરવાની ઇચ્છાથી રાજા રામચંદ્રને કુટુંબ પરિવાર સહિત પધારવાનું આમંત્રણ આપ્યું આ સમયે સીતાજીનો પ્રસવકાલ નજીક હતો. તેથી રામ–લક્ષ્મણ યજ્ઞનું આમંત્રણ સ્વીકારી શક્યા નહિ. માત્ર વૃદ્ધ રાજમાતાઓ, વસિષ્ઠ અને અરૂન્ધતી સહિત જામાતૃ–યજ્ઞમાં જઇ શક્યાં. ગર્ભવતી સીતાજીને ઘેર રહેવા દઇ યજ્ઞમાં જવાની તેમની પણ ઇચ્છા નહતી. પરંતુ જામાતૃના આમંત્રણનું અપમાન કરવું નીતિ વિરુદ્ધ સમજી પોતાની ઇચ્છા નહિ હોવા છતાં તેઓ યજ્ઞ દર્શન કરવા ગયાં હતાં.

કેટલાક દિવસ પર રાજા જનક પોતાની કન્યા સીતાજી અને જામાત્ર રામચંદ્રને મળવા માટે અયોધ્યા આવ્યા હતા. કૌશલ્યા વગેરે યજ્ઞમાંથી પાછાં આવે તે પહેલાં જ તેમણે મિથિલા નગરી તરફ પ્રયાણ કર્યું હતું. પ્રથમ, સાસુ વગેરે સ્વસુર પક્ષનાં મનુષ્યોનો વિયોગ અને તે પછી પિતાનો વિયોગ થવાથી સીતાજી અતિશય શોકાતુર થઇ ગયાં. ગર્ભાવસ્થામાં અનેક મોહ આદિ વિચાર કરવાથી ગર્ભને અને ગર્ભધારિણીને નુકશાન થાય છે એમ જાણી રામચંદ્ર-

જીએ પોતાનાં નિત્યનાં સર્વ કર્મનો ત્યાગ કરી સીતાજીને સાન્ત્વન આપવા નિત્યક્રમની સાથે જ અનેક પ્રકારના આનંદજનિત વાર્તાલાપમાં ગુંથાઇ રહેતા. તેઓ સીતાજીને ગર્ભ રહ્યા પછી શ્રેષ્ઠ વિચાર કરવા અને ધર્મ કર્મ કરવાનો બોધ આપતા એટલું જ નહિ. પૂર્વની આર્ય મહિલાઓએ ગર્ભ સમયે કેવા પ્રકારના ઉચ્ચ વિચાર કરવાથી કેવી ધર્મજ્ઞ અને શૂરવીર સન્તતિ પ્રાપ્ત કરી હતી તેનું જ્ઞાન આપતા હતા. પતિના દર્શન સમાગમથી સીતાજી શોક વિરહ ભૂલી જઇ આનંદમાં દિવસ વ્યતીત કરતાં હતાં.

એક દિવસ રામચંદ્રજી સીતાજી સમીપ બેઠા હતા. તે સમયે એક રાજસેવકે આવી નમ્રતાપૂર્વક પ્રાર્થના કરી કે:

'મહારાજ! મહર્ષિ ઋષ્ય શૃંગના આશ્રમમાંથી સમાચાર લઇને અષ્ટાવક્ર મુનિ પધાર્યા છે. રામ અને સીતાજીએ તુરત જ આતુરતાપૂર્વક ઉત્તર દીધો કે: 'જાઓ, તેમને અહિં બોલાવી લાવો.'

રાજસેવક તુરતજ ત્યાંથી ચાલ્યો ગયો. અને અષ્ટાવક્ર મુનિને રામ–સીતા સમક્ષ બોલાવી લાવ્યો. અષ્ટાવક્ર મુનિ રામચંદ્રજીના વિશાળ દિવાનખાનામાં પધાર્યા એટલે રામ–સીતાએ તેમને પ્રણામ કર્યા. રામચંદ્રજીએ મુનિજીને બેસવા આસન આપ્યું. મુનિજીએ બે હાથ ઉંચા કરી 'દીર્ઘાયુ ભવ' કહી આશિર્વાદ દીધો. આસન પર બેઠા પછી રામચંદ્રજીએ પૂછ્યું:

'મુનિ મહારાજ! આપના પધારવાથી અમને ઘણો આનંદ થયો છે. ઋષ્યશૃંગ કુશલ છે? યજ્ઞકાર્ય નિર્વિઘ્ને સમાપ્ત થયું? પધારવાનું કારણ કહેશો તો કૃપા થશે.'

સીતાજીએ પૂછ્યું:

'મુનિ શ્રેષ્ઠ! મ્હારાં સાસુજી વગેરે સર્વ કુશલ છે? તેઓ અમારૂં સ્મરણ કરે છે કે અમને તદ્દન ભૂલી ગયાં છે?'

અષ્ટાવક્ર મુનિએ સર્વના કુશલ સમાચાર જણાવ્યા. સીતાજીને કહ્યું:

'દેવી! ભગવાન વસિષ્ઠ દેવે તમને કહાવ્યું છે કે: ભગવતી વિશ્વંભરાદેવીએ તમને જન્મ આપ્યો છે. સાક્ષાત્ પ્રજાપતિ રાજા જનક તમારા પિતા છે. તમે સર્વશ્રેષ્ઠ ધર્મનીતિજ્ઞ રાજા રામચંદ્રજીના કુળનાં રાજવધૂ થયાં છો. તમારા પ્રત્યે કોઇને કાંઇ ભિન્નતા નથી. સર્વ તમારા પ્રત્યે સ્નેહ સદ્ભાવ રાખે છે. તમારે માટે બીજા કોઇ પ્રકારની પ્રાર્થનાની આવશ્યકતા જણાતી નથી. હું અહોરાત્ર એજ પ્રાર્થના કરૂં છું કે: તમે વીર પુત્રને જન્મ આપો.'

એ સાંભળી સીતાજી લજ્જાયમાન થયાં. લજ્જાને લીધે મુખ નીચું કરી દીધું.

પરંતુ એ સાંભળી રામચંદ્રજીને હર્ષ થયો તેમણે કહ્યું:

'મુનિ મહારાજ ભગવાન વસિષ્ઠ દેવે જ્યારે એવો આશિર્વાદ દીધો છે ત્યારે અવશ્ય અમારા મનોરથ સિધ્ધિ થશે.'

અષ્ટાવક્રે રામચંદ્રજીને કહ્યું:

મહારાજ! ભગવતી અરૂન્ધતીદેવી વૃદ્ધ રાજમાતાએ અને કલ્યાણિની શાન્તાએ અતિશય આગ્રહથી કહ્યું છે કે સીતાદેવીને જે જે વસ્તુની અભિલાષા થાય તે તુરતજ પૂર્ણ કરજો'

રામચંદ્રજીને ઉત્તર દીધો.

'આપ તે સર્વને અમારા પ્રણામ કહેજો. સીતાજીને જે સમયે જે અભિલાષા થાય છે તેજ ક્ષણે તે વસ્તુ પૂરી પાડવામાં આવે છે. એ સંબંધી હું એક ક્ષણનો પણ વિલંબ કે આળસ કરતો નથી.'

અષ્ટાવક્ર મુનિએ કહ્યું:

'દેવી જાનકિ! ભગવાન ઋષ્યશૃંગે સ્નેહપૂર્વક કહાવ્યું છે કે: વત્સ! તમે અત્યારે પૂર્ણ ગર્ભવતી છો તેથી તમને બોલાવી શક્યો નથી. તેથી તમે મ્હારા પર ક્રોધ કરશો નહિ. તેમજ રામ અને લક્ષ્મણને તમારા મનને આનંદ વિનોદ આપવા માટે ત્યાં જ રહેવા દીધા છે. મ્હારો યજ્ઞ પરિપૂર્ણ થયા પછી અમે સર્વ અયોધ્યામાં આવી તમારા ખોળામાં સુશોભિત નવકુમાર બાળકને રમતો જોઇશું.'

એ સાંભળી રામચંદ્રજીએ હાસ્યભરિત મુખે અને આનંદપ્રફુલ્લ હૃદયે અષ્ટાવક્ર સ્હામે જોઇ પૂછ્યું:

'મહારાજ! ભગવાન્ વસિષ્ઠ દેવે મ્હને કાંઇ સમાચાર કહાવ્યા છે ?'

અષ્ટાવક્રે ઉત્તર દીધો:

'રાજન્! વસિષ્ઠ દેવે તમને કહાવ્યું છે કે: વત્સ! જામાત્રના યજ્ઞમાં રોકાવાથી અમારે અહિં કેટલાક દિવસ આ સ્થાનમાં જ નિવાસ કરવો પડશે. તમે હજી બાળક છો. તમે થોડા દિવસથી જ રાજપદવી ધારણ કરી છે. પ્રજાનું સર્વ પ્રકારે સંરક્ષણ કરવામાં જ લક્ષ રાખજો. પ્રજાનું સંરક્ષણ કરવાથી નિર્મળ કીર્તિ પ્રાપ્ત થાય છે એજ રઘુકુળ વંશજોનું પરમ ધન છે.'

રામચંદ્રજીએ કહ્યું:

'મુનિ શ્રેષ્ઠ! ભગવાન વસિષ્ઠ દેવની આજ્ઞા અને ઉપદેશથી હું કૃતાર્થ થયો છું. તેમનો આદેશ અને ઉપદેશ હું સર્વદા મ્હારે મસ્તકે ચઢાવીને જ રાજ્યકાર્ય કરી રહ્યો છું. તેમના ચરણારવિન્દમાં અમારા સાષ્ટાંગ પ્રણામ નિવેદન કરજો. પ્રજાના સર્વ પ્રકારના સુખ માટે મ્હારે સ્નેહ, દયા અને સુખ ઉપભોગનું વિસર્જન કરવું પડશે અથવા પ્રાણાધિક જાનકીનો ત્યાગ કરવો પડશે. તો પણ હું કિંચિત્ દુઃખ માનીશ નહિ એ સબંધી તેઓ નિશ્ચિત રહે અને આનંદમાં દિવસો નિર્ગમન કરે. પ્રજાના સુખ ઐશ્વર્ય માટે હું ક્ષણનો પણ વિલંબ કરી શકીશ નહિ. પ્રજાજનનું સુખ એજ મ્હારા જીવનનો મહા મંત્ર છે. એજ મ્હારો જીવન ઉદ્દેશ છે.'

એ સાંભળી સીતાજીને પણ અતિશય હર્ષ થયો. તેમણે કહ્યું:

'પ્રભો! જો એવી રાજ્યનીતિ ન રહે તો આર્યપુત્ર રઘુળકુ ધુરંધર કહેવાય જ નહિ.'

રામચંદ્રજીએ અષ્ટાવક્ર મુનિને વિશ્રાંતિ લેવા પ્રાર્થના કરી. અષ્ટાવક્રે શુભ આશિર્વાદ દઇ વિશ્રાંતિ લેવા પ્રસ્થાન કર્યું. તેમને

એક સુંદર શંગારેલા વિશ્રામગૃહમાં લઈ જવામાં આવ્યા.

અષ્ટાવક્રના ગયા પછી રામ અને સીતાજી વચ્ચે વાર્તાલાપ શરૂ થયો તે સમયે લક્ષ્મણ આવી પહોંચ્યા. તેમણે રામચંદ્રજીને કહ્યું:

'આર્ય! મ્હેં એક ચિત્ર બનાવનારને તમારૂં ચરિત્ર-ચિત્ર કરવાનું કહ્યું હતું. તે ચરિત્ર લખી કરીને આવ્યો છે. તમે તે અવલોકન કરો.'

રામચંદ્રજીએ કહ્યું:

'વત્સ! દેવી રીસાય ત્યારે ક્યા પ્રકારે તેના મનને આનંદ આપવો તે તમે સારી પેઠે જાણો છો. તેથી જ પૂછું છું કે: એ ચિત્રપટમાં ક્યાં સુધી ચિત્રો ચિતરવામાં આવ્યાં છે?'

લક્ષ્મણે ઉત્તર દીધો:

'આર્ય! સીતાજીની અગ્નિશુદ્ધિકાણ્ડ પર્યંત ચિત્રો ચિતરાયાં છે.'

એ સાંભળી રામચંદ્રજી ક્રોધે ભરાયા. તેમણે કહ્યું:

'વત્સ! મ્હારા સમક્ષ તમે એવા શબ્દો બોલશો નહિં. એ શબ્દો સાંભળતાં જ અને તેનું સ્મરણ થતાં જ મ્હારા અંતઃકરણમાં અતિશય ખિન્નતા અને લજ્જા ઉત્પન્ન થાય છે.'

કેવી દિલગીરીનો વિષય! જેણે જન્મ ધારણ કરીને સમસ્ત જગતને પવિત્ર બનાવ્યું છે, તેને પણ અન્ય પવિત્ર વસ્તુથી પવિત્ર થવાનું અવશેષ રહે છે! અરેરે! પ્રજાજનને સુખી રાખવાનું કેવું કઠિન રાજવ્રત! જે રાજા પ્રજાને સુખી રાખવા ચ્હાતો હોય તેણે પોતાની પ્રજાને સુખી રાખવી જ જોઇએ એજ આપણી પ્રાચીન સંસ્કૃતિ! એજ આપણા પ્રાચીન ઋષિ મુનિ જેવા રાજગુરુઓનો ઉપદેશ! અને એજ ગુરુ ઉપદેશ ગ્રહણ કરી એ પ્રમાણે વર્તવાની પ્રાચીન રાજાઓની તત્પરતા! ધન્ય એ ગુરુ ધન્ય એ રાજા! અને વિશેષ ધન્ય તે પ્રજા!

સીતાજીએ કહ્યું:

'નાથ! લક્ષ્મણજીનું કથન સાંભળી આપ શામાટે ક્રોધે ભરાઓ

છો? તેમ નહિ કરવાથી નિત્યનિર્મળ રઘુકુળમાં કલંક લાગશે. અને મ્હારું કલંક પણ દૂર થઇ જાત નહિ. આપે તેમ ન કર્યું હોત તો રઘુકુળ નીતિને કલંક લાગત. આપ નીતિ અને ધર્મના જ્ઞાતા છો. એ રઘુકુળની યશકીર્તિમાં વૃદ્ધિ કરે છે. એનું જ નામ રાજધર્મ! એનું જ નામ રાજનીતિ! ધન્ય એ રાજધર્મને!'

સીતાજીનાં શબ્દો સાંભળી રામચંદ્રજીએ ઊંડો નિઃશ્વાસ નાખી કહ્યું:

'પ્રિયે! હવે એ વિષયનું સ્મરણ કરવું અનુચિત છે ચાલ, ચિત્રો જોવા જઈએ.'

સૌ ચિત્રો જોવા લાગ્યાં. સીતાજીએ થોડીવાર આમ તેમ જોયા પછી પૂછ્યું:

'નાથ! ચિત્રના ઉપલા ભાગ પર આ બધું શું ચીતર્યું છે?' રામચંદ્રજીએ ઉત્તર દીધો:

'પ્રિયે! એ સર્વ મંત્રવેત્તાઓ છે. એમાં જૃંભક, અગ્નિ, બ્રહ્માદિ પ્રાચીન ગુરુઓએ વેદરક્ષણને માટે દીર્ઘ કાલ પર્યંત તપસ્યા કરીને એ સર્વ તપોમય તેજપુંજ પરમ શસ્ત્રો પ્રાપ્ત કર્યાં હતાં. ગુરુપરંપરાગત ભગવાન કૃશાશ્વના આશ્રમમાં જઇને એ સર્વ મહાન્ શસ્ત્ર રાજર્ષિ વિશ્વામિત્રે પ્રાપ્ત કર્યાં. પરમ કૃપાળુ રાજર્ષિએ, અતિશય કૃપા દર્શાવીને, તાડકાના વધ સમયે મ્હને તે સર્વ અર્પણ કર્યાં હતાં. ત્યારથી તે સર્વ શસ્ત્ર મ્હારી પાસે જ છે. તમને પુત્રપ્રાપ્તિ થયા પછી તે સર્વ તેના તાબામાં આવશે.'

લક્ષ્મણે કહ્યું:

'દેવી! આ બાજુએ મિથિલાવૃત્તાન્ત અવલોકન કરો.'

સીતાજી મિથિલાવૃત્તાન્ત અવલોકન કરવા લાગ્યાં. તેમણે પ્રત્યેક વિષય ધ્યાનપૂર્વક જોયા પછી અતિ આનંદ દર્શાવતાં કહ્યું:

'અહા! આ ચિત્રમાં તો આર્યપુત્ર હરધનુ હાથમાં લઇ તે ચૂર્ણ કરવા તત્પર થયા છે. અને મ્હારા પિતા વિસ્મયભરિત

નેત્રે શાંત ચિત્તે તે જોયા કરે છે. અહા! કેવું સુંદર! કેવું આકર્ષક! કેવું ચમત્કારિક ચિત્ર ચિતરાયું છે! અને બીજી તરફ લગ્ન સમયનો સમારંભ! સભામાં આપ ચાર ભાઇ, તે પ્રસંગને શોભે એવાં વસ્ત્રાભૂષણોથી સુશોભિત થઇ બેઠા છો. અહા! કેવી શોભા! કેવું સુંદર જણાય છે! ચિત્ર જોતાં જ જાણે અત્યારે તેજ પ્રદેશમાં અને તેજ સમયમાં વિદ્યમાન છીએ! આ સમયે પૂર્વ પ્રસંગનું સ્મરણ થાય છે.'

રામચંદ્રજીએ કહ્યું:

'પ્રિયે! સત્ય કહો છો. જે સમયે મહર્ષિ શતાનન્દે તમારો સુંદર કોમળ હાથ મ્હારા હાથમાં સમર્પણ કર્યો હતો તેજ સમયનો અનુભવ આપણે અત્યારે લઇ રહ્યા છીએ.'

ચિત્રપટના એક અન્ય સ્થળ પર આંગળી બતાવી લક્ષ્મણે કહ્યું:

"આ આર્યા! આ આર્યા મંડપ! આ વધૂની શુભ કીર્તિ!'

પરંતુ લક્ષ્મણે લજ્જાવશ થઇ ઊર્મિલાનું નામ દીધું નહિ. સીતાજી સમજી ગયાં. વિનોદને માટે સહાસ્ય મુખે ઊર્મિલા સ્હામે આંગળી બતાવતાં સીતાજીએ લક્ષ્મણને પૂછ્યું:

'વત્સ! આ સ્થળે આ કોનું ચિત્ર છે?' લક્ષ્મણજીએ શરમના માર્યા કંઇ ઉત્તર દીધો નહિ. તેમણે પણ સ્મિત હાસ્ય કરતાં કહ્યું:

'દેવી! જુઓ! જુઓ! હરધનુ ભંગ કર્યાના સમાચાર જાણી ક્રોધે ભરાયલા, ક્ષત્રિયકુળનો નાશ કરનાર ભૃગુનન્દન આપણો અયોધ્યા ગમનનો માર્ગ રોકી ઉભા છે. વળી આ સ્થળે જુઓ! ત્રિભુવન વિજયી આર્યપુત્ર, તેમનો અહંકાર ચૂર્ણ વિચૂર્ણ કરવા માટે હાથમાં ધનુષ્ય બાણ લઇને ઉભા છે.'

શ્રીરામચંદ્રજી આત્મપ્રશંસા સાંભળવાથી વિરુદ્ધ હતા. તેથી તેમણે અતિશય લજ્જાને લીધે મસ્તક નીચું નમાવ્યું. તેમણે કહ્યું:

'લક્ષ્મણ! આ ચિત્રમાં બીજા અનેક દેખાવ જોવાના હોવા છતાં એ ચિત્ર સંબંધી વિશેષ વિવેચન શા માટે કરો છો?'

રામચંદ્રજીનો અભિપ્રાય જાણી સીતાજી પ્રસન્ન થઇ બોલ્યાં:

'નાથ! જો એમ ના હોત તો સંસારનો સર્વ જનસમાજ એક વાક્યે આપની આટલી બધી પ્રશંસા શા માટે કરત?'

ત્યાર પછી અયોધ્યામાં પ્રવેશ કર્યો તે સમયનું ચિત્ર જોવામાં આવ્યું. આ સમયે રામચંદ્રજીએ અશ્રુપૂર્ણ નેત્રે અને ગદ્દગદ્ કણ્ઠે કહ્યું:

'આપણે લગ્ન કરી આવ્યા પછી કેવા આનંદ ઉત્સવમાં દિવસો નિર્ગમન કરતાં હતાં! પિતાને કેવો આનંદ આહ્લાદ થતો હતો! માતૃદેવીઓ નવીન પુત્રવધૂને જોઈ આનંદ સાગરમાં કેવાં નિમગ્ન થયાં હતાં! તેઓ તમારી સતત્ કેવી સંભાળ રાખતાં,! તમારા પર કેટલો પ્રેમ દર્શાવતાં! રાજમહાલય નિરન્તર આહ્લાદમય અને ઉત્સવ પૂર્ણ જણાતો! અહા! તે કેવા આહ્લાદના દિવસ વ્યતીત થયા છે!'

લક્ષ્મણે કહ્યું:

'આર્ય! જુઓ! આ મન્થરા!'

મન્થરાનું નામ સાંભળતાં રામચંદ્રજી ગુસ્સે થયા. તેમણે કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ. તેમણે બીજી દિશામાં દ્રષ્ટિ ફેરવી કહ્યું:

'પ્રિયે! જુઓ! જુઓ! શૃંગવ નગરમાં તપસ્યા વૃક્ષ નીચે પ્રિયબંધુ નિષાદપતિ સાથે સમાગમ થયો છે એ કેવું સુંદર ચિતરવામાં આવ્યું છે.'

એ ચિત્ર જોઇ સીતાજી હર્ષાનંદ દર્શાવતાં બોલ્યાં:

'નાથ! આ દિશામાં મસ્તકે જટાજૂટ બાંધવાનું અને વનફળ ધારણ કરવાનું દ્રષ્ય જુઓ!'

લક્ષ્મણે વચમાં જ કહ્યું:

'ઇક્ષ્વાકુવંશજો વૃદ્ધ વયમાં પુત્રના હાથમાં રાજ્ય કાર્યભાર સમર્પણ કરી અરણ્ય નિવાસ કરતા હતા. પરંતુ આર્યપુત્રને તો બાલ્યાવસ્થા સમયે જ એવું કઠોર અસહ્ય વ્રત ગ્રહણ કરવું પડ્યું હતું.'

ત્યાર પછી તેમણે રામચંદ્રજીને કહ્યું:

'આર્ય ! મહર્ષિ ભરદ્વાજે આપણને ચિત્રકૂટ જવાનો માર્ગ બતાવી જેનું વૃત્તાંત સંભળાવ્યું હતું તે જ આ કાલિન્દી તટ પરનું વટવૃક્ષ.'

તે સમયે સીતાજીએ કહ્યું:

'ઓ નાથ ! એ પ્રદેશનું વૃત્તાન્ત યાદ આવે છે કે ?'

રામે ઉત્તર દીધો:

'હા, પ્રિયે ! એ શી રીતે ભૂલી જવાય ? એ સ્થળે તમે પ્રવાસ કરતાં થાકી ગયાં હતાં, અને તમારે શરીરે વેદના થતી હતી તમે મ્હારા વૃક્ષ સ્થળમાં મસ્તક રાખી નિદ્રા લીધી હતી.'

સીતાજીએ ચિત્રપટમાં એક ચિત્ર તરફ આંગળી બતાવી કહ્યું:

'નાથ જુઓ ! જુઓ ! આ સ્થળે આપણો દક્ષિણ અરણ્યમાં પ્રવેશ કેવો સુંદર ચિતરાયો છે ? મ્હને યાદ આવે છે કે સૂર્યના પ્રચંડ તાપથી હું અકળાઇ ગઇ હતી. તે સમયે આપે એક તાડવૃક્ષની મોટી ડાળી મ્હરા મસ્તક પર ધરી મ્હને છાયા કરી તાપમાંથી મ્હારૂં રક્ષણ કર્યું હતું.'

રામચંદ્રજીએ કહ્યું:

'પ્રિયે ! જુઓ ! પર્વતોમાંથી નિકળતી સરિતાઓના કિનારા પરનું આ સર્વ તપોવન છે. વાનપ્રસ્થાશ્રમધર્મ ગ્રહણ કરીને ગ્રહસ્થો તપોવનનાં વૃક્ષો નીચે કેવી વિશ્રાંતિ અને સુખ સેવન કરતા સમય વ્યતીત કરી રહ્યા છે !'

લક્ષ્મણે કહ્યું:

'આર્ય ! આ પેલો જનસમાજના નિવાસ વચ્ચેથી વહેતો પર્વત ! એ પર્વતના શિખર પર, આકાશ માર્ગે સતત વિચરતાં વાદળોને લીધે નિરંતર ઘોર કાળાશથી અલંકૃત થઇ રહ્યો છે. આ સ્થળનો અધિક પ્રદેશ ઘીચ છે અને ભિન્નભિન્ન પ્રકારનાં વનપશુઓની આવજાને લીધે સતત સ્નિગ્ધ, શીતળ અને રમણીય જણાય છે. પર્વતમૂળ આગળ પતિતપાવની, નિર્મળ જળ ભરેલી ગોદાવરી

સરિતા, તરંગ હિલ્લોલ સહિત પ્રબળ વેગે વહન થઇ રહી છે.'

રામચંદ્રજીએ સીતાજીને કહ્યું:

'પ્રિયે! તમને યાદ આવે છે કે આ સ્થળે આપણે કેવા સુખમાં નિવાસ કરતાં હતાં? આપણે પર્ણકુટીરમાં રહેતાં હતાં. લક્ષ્મણ આમતેમ ભ્રમણ કરીને આહારને ઉપયોગી ફળફળાદિ લાવી આપતા હતા. ગોદાવરીને કિનારે મૃદુ મંદ ગતિએ ભ્રમણ કરીને પ્રાતઃસમયે અને સન્ધ્યા સમયે નિર્મળ સરિતાનો શીતળ વાયુ સેવન કરતાં હતાં. અહા! એવી સ્થિતિમાં રહીને પણ આપણે કેવો સુખ ઉપભોગ કર્યો છે! કેવા આનંદમાં દિવસો નિર્ગમન કર્યાં છે!'

લક્ષ્મણે ચિત્રપટના એક બીજા વિભાગ તરફ આંગળી બતાવી કહ્યું:

'આર્ય! આ પંચવટી! અ શૂર્પણખા!'

મુગ્ધ સ્વભાવનાં સીતાજી જાણે યથાર્થ પૂર્વની અવસ્થા અનુભવી રહ્યાં હોય એમ જાણી ચિન્તાતુર મુખે બોલ્યાં:

'નાથ! બસ હવે વિશેષ જોવાની ઇચ્છા નથી. અહિંથી જ હવે ચિત્રપટ જોવાનું બંધ કરો!'

રામચંદ્રજીએ હસતાં હસતાં સાન્ત્વન આપતાં કહ્યું:

'દેવી! એ સમય તો વ્યતીત થઇ ગયો ચાલો ચિત્રપટ છે એ કાંઈ વાસ્તવિક પંચવટી નથી તેમજ પાપીણી શૂર્પણખા પણ નથી. એનું સ્મરણ કરવામાં તલ્લીન થશો નહિ.'

લક્ષ્મણે ચિત્રપટ પર આમતેમ દ્રષ્ટિ ફેરવી કહ્યું:

'કેવું આશ્ચર્ય! આ ચિત્રમાં સર્વ બનાવો અને મનુષ્યોના દર્શન કરતાં જ જાણે આપણે તેજ સ્થળમાં તેજ મનુષ્યોના પરિચયમાં આવી રહ્યાં હોઇએ તેવું તાદ્દશ્ય જણાય છે. દુરાચારી નિશાચરોએ સુવર્ણમૃગનું રૂપ ધારણ કરી અતિ સંકટમય પરિસ્થિતિ ઉપસ્થિત કરી હતી. જો કે યોગ્ય પ્રકારે તેનું વૈર લઇને આપણે અને જગતનાં માનવીઓએ સંપૂર્ણ સંતોષ પ્રાપ્ત કર્યો છે.

છતાં તેનું સ્મરણ થતાં જ મસ્તકમાં વેદના થાય છે! રોમાંચ થાય છે! એ બનાવ બન્યા પછી આર્ય જનસમાજ જે પ્રકારે ચિત્ત વિહ્વલ થયા હતા તેનું અવલોકન કરવાથી પાષાણ પણ પીગળી જાય અને વજ્રનું હૃદય પણ ચૂર્ણવિચૂર્ણ થઇ જાય.'

સીતાએ લક્ષ્મણને મુખેથી એ સર્વ સાંભળી અશ્રુપૂર્ણ નેત્રે મનમાં ને મનમાં કહ્યું:

'હાય મ્હારા જેવી અભાગિનીને માટે આર્યપુત્ર ને કેટલું અનિવાર્ય સંકટ ભોગવવું પડ્યું છે!'

આ સમયે રામચંદ્રજીના નેત્રમાંથી પણ ઉષ્ણ અશ્રુપાત થવા લાગ્યો. લક્ષ્મણે કહ્યું.

'આર્ય! ચિત્ર જોઇને આપ આટલા બધા શોકવિહ્વલ શા માટે થાઓ છો?'

રામચંદ્રજીએ ઉત્તર દીધો.

'વત્સ! તે સમયે મ્હારી કેવી વિષમ અવસ્થા થઇ હતી? જો વૈર લેવાનો દૃઢ સંકલ્પ પ્રત્યેક ક્ષણે મ્હારા અંતઃકરણમાં ન રહ્યો હોત તો હું કંઇ પણ જીવન ધારણ કરી શકત નહિ. ચિત્રના બનાવો જોતાં મ્હને પૂર્વ અવસ્થાનું સ્મરણ થઇ આવે છે અને જાણે મ્હારા હૃદયની મર્મ ગ્રંથીઓ શિથિલ થઇ છે! તમે તો સર્વ એ તમારાં નેત્રે જોયું છે. ત્યારે અજાણ્યાની પેઠે કેમ બોલો છો?'

એ સાંભળી લક્ષ્મણ કંઇક સંકોચ અને લજ્જાવશ થયા. તેમણે બીજા વિષયપર વાર્તાલાપ કરતાં રામચંદ્રજીની ચિત્તવૃતિ ફેરવવાનો પ્રયત્ન કર્યો. તેમણે કહ્યું.

'આર્ય! આ સ્થળે દણ્ડકારણ્યનું સ્થાન અવલોકન કરો. એ સ્થાનમાં મહા દુષ્ટ કબન્ધ નામક રાક્ષસનો નિવાસ હતો. એક તરફ ઋષ્યમુક પર્વત પર મતંગમુનિનો આશ્રમ છે. આ પેલી પવિત્ર શબરી સમણા. આ બાજુ પમ્પા સરોવર જણાય છે.'

પમ્પા સરોવરનું નામ સાંભળતાં જ રામચંદ્રજીએ સીતાજીને કહ્યું:

'પ્રિયે! પમ્પા અતિ રમણીય સરોવર છે. હું તમારી શોધ કરતો કરતો પમ્પા સરોવર પર આવી પહોંચ્યો હતો. મ્હેં જોયું કે સરોવરમાં પ્રફુલ્લિત થઇ રહેલાં કમળ, મન્દ પવનની લહરીથી થોડાં નીચાં નમી, સરોવરની અવર્ણનીય શોભામાં વૃદ્ધિ કરી રહ્યાં છે. તેની મનોહર સુગંધ ચારે દિશામાં પ્રસરી રહી છે. ભ્રમરાઓ મધુપાન કરવાને માટે મસ્ત બની ગણ્ ગણ્ સ્વરે ગાન કરતા આમતેમ ઉડતા ફરે છે. હંસ, સારસ આદિ પક્ષીવૃંદ આનંદ કલ્લોલ કરતાં નિર્મળ જળમાં સ્નાન કરી રહ્યાં છે. એ સમયે મ્હારા નેત્રમાંથી અનર્ગળ અશ્રુપ્રવાહ વહેતો હતો. તેથી હું સરોવરોમાં બરાબર જોઇ શકયો નહિ. નેત્રમાંથી ટપકતાં અશ્રુબિંદુઓ વચ્ચે અવકાશ મળતાં તેમાં જેટલું જોઇ શકાયું તેટલામાં જ સંતોષ માનવો પડયો.'

રામચંદ્રજીનું શોકાંકિત ચિત્ત બીજી તરફ વાળવા માટે સીતાજીએ ચિત્રપટના એક બીજા દ્રશ્ય તરફ દ્રષ્ટિ ફેરવી લક્ષ્મણને કહ્યું:

'વત્સ! જુવો! આ પર્વત પર પુષ્પાચ્છાદિત કદમ્બવૃક્ષની ડાળીઓ પર મદભર મયુર–મયુરીનાં જૂથ નૃત્ય કરે છે અને શુષ્ક શરીરવાળા આર્યપુત્ર વૃક્ષ નીચે મૂર્છિત થઇ પડે છે. તમે અશ્રુપાત કરતાં કરતાં તેમને બેઠા કરી રહ્યા છો. એ પર્વતનું નામ શું?'

લક્ષ્મણે ઉત્તર દીધો:

'આર્ય! એ પર્વતનું નામ માલ્યવાન્, માલ્યવાન્ પર્વતની આસપાસનો પ્રદેશ વર્ષાઋતુમાં અતિ રમણિય થઇ રહે છે. જુઓ નવીન જળ સહિત વાદળાંનાં ટોળાં પર્વત શિખર પર બેઠેલાં હોવાથી શિખરની શોભા કેવી અવર્ણનીય જણાય છે! આ સ્થાનમાં જ આર્ય બહુ જ ગભરાયા હતા.'

એ સાંભળી રામચંદ્રજીને પૂર્વ અવસ્થાનું સ્મરણ થયું. તેમણે વ્યાકુળ હૃદયે કહ્યું:

'વત્સ! બંધ કરો બંધ કરો હવે તમે માલ્યવાનનું નામ દેશો

નહિ. એ સાંભળી મ્હારો શોકસાગર પ્રબળ વેગે ઉછળી આવે છે. જાનકીનો વિરહ પુનઃ નવીન ભાવ ધારણ કરે છે.'

આ સમયે સીતાજીનો આળસ થતું હોય એમ જણાવા લાગ્યું. એ જોઇ લક્ષ્મણે કહ્યું:

'આર્ય ! હવે ચિત્રપટદર્શન કરાવવાની આવશ્યકતા નથી. આર્યા જાનકીને પરિશ્રમ થયો હોય એમ જણાય છે. હવે તેને વિશ્રાંતિ સુખની આવશ્યકતા છે. હું વિદાય લઉં છું. આપ વિશ્રાંતિ ભવનમાં ગમન કરો.'

એમ કહી લક્ષ્મણજી ચાલ્યા ગયા. સીતાજીએ રામચંદ્રજીને કહ્યું:

'નાથ ! ચિત્ર જોતાં જોતાં મ્હને અભિલાષા ઉત્પન્ન થઇ છે. આપ તે પૂર્ણ કરો.'

રામચંદ્રજીએ ઉત્તર દીધો:

'પ્રિયે ! શી અભિલાષા છે તે કહો, હું તે તુરત જ પૂર્ણ કરીશ'

સીતાજીએ કહ્યું:

'પુનઃ મુનિપત્નીઓના આશ્રમમાં જઇ તપોવનમાં વિહાર અને ભાગીરથીના પવિત્ર નિર્મળ જળમાં સ્નાન કરવાની મ્હને ઈચ્છા થઇ છે.'

સીતાજીની અભિલાષા સાંભળી રામચંદ્રજીએ લક્ષ્મણને કહ્યું:

'વત્સ ! હમણાં જ ગુરુદેવે સમાચાર કહાવ્યા છે કે જાનકીને જે સમયે જે ઈચ્છા થાય તે યોગ્ય રીતે પરિપૂર્ણ કરવી. તમે મુનિના આશ્રમમાં જવા માટે સર્વ પ્રકારની વ્યવસ્થા કરો. કાલે પ્રાતઃ સમયે જ એમની ઇચ્છાનુસાર આશ્રમમાં મોકલવાં છે.'

સીતાજીને અતિ આનંદ થયો. તેમણે કહ્યું:

'નાથ ! આપે પણ મ્હરી સાથે આવવું પડશે.'

રામચંદ્રજીએ ઉત્તર દીધો:

'પ્રિયે ! શું તે પણ તમારે મ્હને કહેવું પડશે ? તમે મ્હારા નેત્રથી દૂર થયા પછી હું એક ક્ષણ સ્વસ્થ ચિત્તે રહી શકું કે ?'

સીતાજીએ સ્મિત મુખે લક્ષ્મણ સામે જોઇ 'વત્સ! તમારે પણ મ્હારી સાથે આવવું પડશે.'

તેમણે કહ્યું:

'જેવી આજ્ઞા. સેવક એ આજ્ઞા શિરોધાર્ય કરે છે. અને સેવામાં સદા તત્પર જ છે.'

તેઓ મુનિ આશ્રમમાં જવાની સર્વ પ્રકારની તૈયારી કરવા સ્વગૃહે ચાલ્યા ગયા.



### પ્રકરણ ૨ જું

## લોકાપવાદ

લક્ષ્મણ વિદાય થયા પછી રામચંદ્રજી અને સીતાજી વિશ્રામ ભવનમાં પ્રવેશ કરી, નિશ્ચિંત જીવે પરસ્પર વાર્તાલાપ કરવા લાગ્યાં. થોડીવાર પછી સીતાજીને નિદ્રા આવવા લાગી. રામચંદ્રજીએ કહ્યું:

'જો તમને પરિશ્રમ થયો હોય તો થોડી વારે મ્હારા પગ પર મસ્તક મૂકી વિશ્રાંતિ લ્યો.'

સીતાજીએ કોમળ પુષ્પલતા જેવું શરીર અને ચંદ્ર જેવું સુંદર અને સુશીતલ મસ્તક રામચંદ્રજીના પગ પર મૂક્યું અને વિશ્રાંતિ લેવાં લાગ્યાં. તેમને અનુપમ સ્પર્શસુખનો અનુભવ થયો. એ સ્પર્શથી સુખ થતાં જ રામચંદ્રજીએ કહ્યું:

'પ્રિયે! તમારા કોમળ મસ્તકનો મ્હારા શરીરે સ્પર્શ સુખ થતાં જ મ્હારા સર્વ શરીરમાં જાણે અમૃતધારાની વૃષ્ટિ થઇ રહી છે. સર્વ ઇન્દ્રિયોમાં જાણે અપૂર્વ રસ વહન થઇ રહ્યો છે. ચૈતન્ય જાણે લુપ્ત થતું જણાય છે. મ્હને અકસ્માત નિદ્રા આવતી હોય એમ જણાય છે. અહા! કેવો મોહાવેશ ઉત્પન્ન થયો છે તે કહી શકાતું નથી. કાંઇ સમજી શકાતું નથી.'

રામચંદ્રજીના મુખમાંથી નિકળતા એક પછી એક અમૃતમય શબ્દો સાંભળી હાસ્ય ભરેલ મુખે સીતાજી બોલ્યાં:

'નાથ ! આપની મ્હારા પર સંપૂર્ણ કૃપા છે. આપ તો મ્હારા દેવ છો ! આપજ મ્હારૂં સર્વસ્વ છો ! પત્નીને માટે પતિ સિવાય બીજો કયો દેવ હોય ! પત્નીને માટે પતિ સિવાય બીજો કયો કૃપા પ્રસાદ હોય ! મ્હારૂં ધન્યભાગ્ય છે. ! હું ભાગ્યશાળી છું ! આપ તો ઇશ્વર છો ! ઇશ્વર મ્હારા જેવા ભક્તો પર કૃપા ન કરે તો બીજું કોણ કૃપા કરે ? પતિદેવના મુખમાંથી એવા શબ્દો સાંભળવા એજ ધન્યભાગ્ય છે. એ પતિને ધન્ય છે, એ પત્ની સૌભાગ્યવતી કહેવાય છે ! પ્રાર્થના એજ છે કે આપ એવોજ સ્નેહ અને એવીજ કૃપા મ્હારાપર હમેશાં રાખતા રહો તો જીવન ધન્ય માનીશ.'

સીતાજીના મૃદુ મધુર અને મોહક શબ્દો સાંભળી રામચંદ્રજીએ કહ્યું:

'પ્રિયે ! તમારાં વચન સાંભળતાંજ શરીર શીતળ થાય છે કર્ણમાં જાણે અમૃતરસનો અભિષેક થાય છે. સર્વ ઇન્દ્રિયો મોહ પામે છે. અંતઃકરણમાં સજીવન શક્તિ ઉત્પન્ન થાય છે.'

સીતાજીએ લજ્જાવશ થઇ કહ્યું:

'નાથ ! એ માટે જ સર્વ આપને પ્રિયકર કહે છે. મનુષ્યની મધુર વાણી એજ સ્વર્ગનું અમૃત છે, એજ દેવનો પ્રસાદ છે અને એજ ઋષિ મુનિનો અશિર્વાદ છે. એજ વ્યાધિગ્રસ્તનો મૃત્યુંજય છે. અને એજ શંકરનું સંજીવન ઔષધ ગંગાજળ છે. આ અભાગિનીને આટલું બધું સૌભાગ્ય પ્રાપ્ત થશે એવો સ્વપ્ને પણ વિચાર થતો નહતો.'

એટલું કહી સીતાજીએ નિદ્રાવશ થવાનો વિચાર કર્યો. તેમનાં નેત્રમાં નિન્દ્રાદેવીએ કોણ જાણે કયા પ્રકારનું મોહક અજંન કર્યું કે જેથી બંધ થવા લાગ્યાં. બગાસાં આવવા લાગ્યાં. શરીર થાકેલું હોવાથી તેમણે કહ્યું:

'નાથ ! હવે નિદ્રાદેવીનું સામ્રાજ્ય વ્યાપ્યું છે. રાત્રિ પણ વિશેષ થઇ છે.'

રામચંદ્રજીએ કહ્યું :

'પ્રિયે! આ સ્થાનમાં બીજા કોઇ પ્રકારની શય્યા પ્રાપ્ત થાય એમ નથી. લગ્ન સમયે જે રામના બાહુએ તમને આશ્રય આપ્યો છે, વનમાં, જંગલમાં, ઘરમાં, બાલ્યાવસ્થામાં અને યૌવનમાં સર્વ સમયે રામબાહુને જ તમે વિશ્રાંતિ-સ્થાન માન્યું છે તેજ રામના બાહુને શય્યા માની તે પર જ વિશ્રાંતિ લ્યો. એ બાહુને જ કોમળ શય્યા માની લ્યો.'

એમ કહી રામચંદ્રજીએ બન્ને હાથ પહોળા કરી શય્યા બનાવી. સીતાજીએ સ્મિત હાસ્ય કરતાં તે બન્ને કોમળ બાહુ પર શયન કર્યું. થોડા સમયમાં જ તેઓ નિદ્રાવશ થયાં.

રામચંદ્રજી થોડીવાર સુધી સીતાજીનું મુખચંદ્ર સ્નેહપૂર્વક જોઇ રહ્યા. અહા! આ કેવું સુંદર દ્રશ્ય! આકાશના પ્રફુલ્લિત શીતળ ચંદ્રની મનોમુગ્ધ કર ચાંદનીના પ્રકાશમાં મનુષ્ય જેમ આનંદનો અનુભવ કરે છે તેમ રામચંદ્રજી સીતાજીના મુખચંદ્ર સમીપ બેસી શીતળતાનો આનંદ લઇ રહ્યા છે. પતિપ્રેમનું આ અનુપમ દ્રશ્ય જોઇ દેવતાઓ આનંદ પ્રફુલ્લ ચિત્તે હર્ષનાદ કરી રહ્યા છે. નક્ષત્રો આકાશમાં વિશેષ ચમકવા લાગ્યાં છે! પુષ્પો વૃક્ષ પરથી વિશેષ સુગંધ પ્રસારતાં જન મનને સંતોષાનંદ આપી રહ્યાં છે, મંદમંદ પવનની લહરો પુષ્પની સ્નિગ્ધ સુગંધ અર્પણ કરતાં હોવાથી સંસારના તાપથી દગ્ધ થયેલાં નયનો શાંતિનો અનુભવ કરી રહ્યાં છે. રામચંદ્રજીએ પિતાજી સામે જોઇ મનમાં જ કહ્યું:

'અહા! કેવો ચમત્કાર! જ્યારે હું સીતાનો મુખચંદ્ર જોઉં છું ત્યારે મ્હારૂં ચિત્ત શાંતિ અને અંતરઆત્મા અપૂર્વ આનંદ રસથી તરબોળ થયું હોય એવો અનુભવ કરે છે. અહા! એ તો મ્હારા ઘરની લક્ષ્મી સ્વરૂપ છે. નયનની રસાંજન રૂપિણી છે. એનો સ્પર્શ એ તો સુગંધી ચંદનવૃક્ષના રસાભિષેક જેવો છે. એની બાહુલતા જ્યારે મ્હારા કંઠે વિંટાય છે ત્યારે મ્હેં જાણે શીતળ

કોમળ મુક્તાહાર ધારણ કર્યો હોય એવું જણાય છે. કેવું આશ્ચર્ય ! પ્રિયાનું સર્વ અલૌકિક પ્રીતિપદ જ હોય છે.'

રામચંદ્રજી આ પ્રમાણે મનમાંને મનમાં જ બોલી રહ્યા છે. એ જ સમયે સીતાજીને એક સ્વપ્ન આવ્યું. તે નિદ્રામાં જ બોલી ઉઠ્યાં :

'નાથ! આપ ક્યાં ચાલ્યા ગયા ?'

સીતાજીના સ્વપ્નના શબ્દો સાંભળી રામચન્દ્રજીએ કહ્યું.

'અહા ! કેવો ચમત્કાર ! પ્રિયાએ આજે જે ચિત્રપટમાં પાછલા દેખાવ જોયા તેથી પૂર્વ વિરહભાવનાની અંતઃકરણમાં જાગૃત થઇ અને સ્વપ્નમાં પણ તે જ દેખાવોની ભાવના એમને વિરહદુઃખ આપી રહી છે. ભૂતકાળનાં દુઃખદ દ્રષ્યો જોવાથી મનુષ્ય મન પર તેની કેવી સચોટ અસર થાય છે તે અત્યારે જાણી શકાય છે.'

રામચંદ્રજીએ સીતાજીના શરીરપર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું:

'અહા નિઃસ્વાર્થ નિર્મળ પ્રેમ કેવો ઉત્તમ યથાર્થ છે! સુખ, દુઃખ, સમ્પત્તિ, વિપત્તિ, યૌવન અથવા પૌઢાવસ્થા, સર્વ સમયે તે પ્રેમ એકજ પ્રકારનો નિર્મળ અને સુદૃઢ હોય છે. આવા નિર્મળ પત્ની પ્રેમના અધિકારી થવું એ પતિનાં પૂર્વ જન્મનાં અનેક સંચિત પુણ્યનોજ પ્રતાપ છે! મ્હારું મહદ્ભાગ્ય છે! અહો! આવો નિઃસ્વાર્થ પ્રેમ જગતમાં અતિ અલ્પ અને અતિ દુર્લભ્ય ન હોત તો સંસારના સુખની સીમા ન રહેત.'

રામચંદ્રજીના મુખમાંથી નિકળતા શબ્દો પૂર્ણ થતા પહેલાંજ રાજસેવક તેમના સ્હામે બે હાથ જોડી આવી ઉભો રહ્યો. તેણે કહ્યું :

'મહારાજ ! દુર્મુખ આવી બારણા આગળ ઊભો છે. આજ્ઞા ફરમાવો.'

દુર્મુખ એ અન્તઃપુરનો વિશ્વાસુ સેવક હતો. રામચંદ્રજીએ તેને પોતાના રાજ્યશાસન સંબંધી નગરજનો અને સામાન્ય જન-

ત્તાનો અભિપ્રાય જાણવા નિમ્યો હતો. તે નિત્ય ગુપ્ત વેશે સવ જનતાનો અભિપ્રાય જાણવા સર્વત્ર ભ્રમણ કરતો હતો. તે જનતાના વિચારો સાંભળી નિત્ય રામચંદ્રજીને નિવેદન કરતો હતો. અત્યારે તેને આવેલો જાણી રામચંદ્રજીએ સેવકને આજ્ઞા કરી કે: 'તેને સત્વર મારી પાસે આવવા દો.'

દુર્મુખ તુરત જ આવી બે હાથ જોડી ઉભો રહ્યો.

રામચંદ્રજીએ તેના સ્હામે જોઈ પૂછ્યું:

'કેમ દુર્મુખ! આજે શું સાંભળ્યું છે! જે કાંઇ સાંભળ્યું હોય તે કહે.'

દુર્મુખે કહ્યું:

'મહારાજ! પુરનિવાસી અને સામાન્ય જનતા સર્વ કહે છે કે: અમે રામરાજ્યમાં પરમ સુખે નિવાસ કરીએ છીએ.'

રામચંદ્રજીએ કહ્યું:

'દુર્મુખ! તું હમેશાં મ્હારી પ્રશંસાના સમાચાર મ્હને સંભળાવે છે પરંતુ જો કોઇ મ્હારા દોષ દર્શાવતું હોય તો સત્વર કહે. હું તુરતજ તે દોષ નિવારણ કરવાની વ્યવસ્થા કરીશ. રાજા જાતે ધાર્મિક હોય કે નૈતિક. રાજાએ જનતાનો પ્રેમ મેળવવા, તેની યોગ્ય ફરિયાદો પર લક્ષ આપવું અને તે ફરિયાદો સત્વર દુર કરી સમસ્ત પ્રજાને સુખ આપવું એજ તેનો રાજધર્મ છે, શાસ્ત્રકારોએ અને ઋષિમુનિઓએ જ રાજધર્મ કહ્યા છે તે પ્રમાણે વર્તવું એ રાજાનું કર્તવ્ય છે. જે રાજા એ કર્તવ્યથી વિમુખ થાય છે, જે રાજા પ્રજાને સુખે સુખી અને પ્રજાને દુઃખે દુઃખી થતો નથી તે રાજા નથી. તે માત્ર પ્રજાનું રક્તપાન કરનાર અસુર જ છે. મ્હારી સ્તુતિ સાંભળવા હું તને જનતામાં ભ્રમણ કરવા મોકલતો નથી. જનતા મ્હારે માટે જે કોઇ સ્તુતિ જનક અથવા નિંદા જનક અભિપ્રાય ધરાવતી હોય તે ત્હારે મ્હને બરાબર કહેવું જોઇએ. એજ ત્હારો સેવકધર્મ છે.'

દુર્મુખ હંમેશાં રામચંદ્રની સ્તુતિ સાંભળતો ને નિષ્કપટ ભાવે

રામચંદ્ર સન્મુખ નિવેદિત કરતો અર્થાત્ તે જે કાંઇ સાંભળતો તેજ તેમને કહેતો. આજે તેણે સીતા સંબંધી કંઇક નિંદા જનક સમાચાર જાણ્યા હતા. પણ તે અપ્રિય સમજી રામચંદ્રજીને કહ્યા ન હતા. એવા સમાચાર કહેવા એ કલેશજનક સમજી તેણે ગુપ્ત રાખ્યા હતા. હમણાં જ્યારે રામચંદ્રજીએ પોતાની નિંદા સાંભળવાની તીવ્ર ઇચ્છા જણાવી ત્યારે તે ચકિત અને સંજ્ઞાહીન થઇ થોડી વાર મૌન ધારણ કરી ઉભો રહ્યો. ત્યાર પછી તેણે ઉતરેલે ચ્હેરે ગદ્ગદ્ કંઠે કહ્યું:

'ના મહારાજ ! મ્હેં કોઇને મુખેથી આપની નિંદા સાંભળી નથી. કોઈ આપના રાજ્ય કાર્યભારનો દોષ કાઢતું નથી.'

તેણે આ પ્રમાણે કહ્યું ખરૂં પરંતુ તેના મુખની આકૃતિ અને ગદ્ ગદ્ સ્વર પરથી રામચંદ્રજીએ તેની પરીક્ષા કરી લીધી. રામચંદ્રજીને સંદેહ ઉત્પન્ન થયો. તેમણે વ્યાકુળ ચિત્તે અને વિસ્મય ભરેલાં નેત્રે કહ્યું :

'દુર્મુખ ! ત્હારુ અંતઃકરણ ત્હારા ચ્હેરાપરથી હું વાંચી શકું છું. ત્હારા ગદ્ ગદ્ સ્વર પરથી જણાય છે કે આજે ત્હેં મ્હારી નિંદા સાંભળી છે. ત્હેં જે કાંઇ સાંભળ્યું હોય તે તુરતજ મ્હને કહે ઝટ કહે. વિલંબ કરીશ નહિ. જો તું સાચું નહિ કહે તો હું અતિશય ક્રોધે ભરાઇશ અને જીવન પર્યંત ત્હારૂં મુખ જોઇશ નહિ.'

રામચંદ્રજીનાં શંકાશીલ વચનો સાંભળી દુર્મુખ કમ્પવા લાગ્યો. દુર્મુખે મનમાંજ વિચાર્યું કે વિષમ ધર્મસંકટ આવી પડ્યું છે. મહારાણી સીતાજી સંબંધી જન સમાજનો અપવાદ હું કેવી રીતે મહારાજને નિવેદન કરૂં ? હું દુર્ભાગી છું ! મ્હેં આવા કર્મની ફરજ સ્વીકારી એજ મ્હારી અજ્ઞાનતા છે ! જ્યારે આગળ પાછળનો વિચાર કર્યા વગર જ એ કાર્ય સ્વીકાર્યું છે ત્યારે મહારાજને સત્ય હકીકત નિવેદન કરવી એ મ્હારી પવિત્ર ફરજ છે.'

એવો નિશ્ચય કરી હૃદય સ્થિર કરી શિથિલ શરીરે કમ્પતે સ્વરે તે બોલ્યો:

'મહારાજ! આપને જો મ્હારી સત્ય હકીકત સાંભળવી હોય તો ચાલો, બીજા દિવાનખાનામાં પધારો. મ્હેં જે કાંઇ સાંભળ્યું છે તે પ્રાણાન્તે પણ હું આ સ્થળે કહી શકીશ નહિ.'

દુર્મુખનું વૃત્તાન્ત સાંભળવા રાજા રામચંદ્રજીનું ચિત્ત એટલું બધું ઉત્સુક થયું હતું કે: સીતાજી જાગ્રત થાય ત્યાં સુધી નહિં શોભતાં ધીમે ધીમે તેમણે પોતાના બન્ને હાથ સીતાજીના મસ્તક નીચેથી કાઢી લીધા અને દુર્મુખને સાથે લઇ સત્વર બીજા ઓરડામાં ચાલ્યા ગયા.

રામચંદ્રજી અને દુર્મુખ બીજા ઓરડામાં એકબીજાની સન્મુખ બેઠા. રામચંદ્રજીએ અતિશય વ્યગ્ર ચિત્તે કહ્યું:

'દુર્મુખ! ત્હેં જે કાઇ સાંભળ્યું હોય તે મ્હને બરાબર સંભળાવ. ત્હારી મુખાકૃતિ અને શરીરની ગતિ જોઈ મ્હારા અંતઃકરણમાં નાના પ્રકારની શંકા ઉત્પન્ન થાય છે. ઝટ કહે.'

દુર્મુખે ધીમે શબ્દે કહ્યું:

'મહારાજ! શું કહું? જીભ ઉપડતી નથી. મન માનતું નથી. ચિત્તામાં ઉથલ પાથલ થઇ રહી છે. મ્હેં જે કાંઇ સાંભળ્યું છે તે અતિ દુ:ખદ અને શોકપ્રદ સમાચાર છે. સમાચાર મહારાજને કહેવાની મ્હારામાં હિમ્મત નહિં હોવાથી જ મ્હેં તે આપને કહ્યા નહોતા. એ સમાચાર સાંભળતાંજ મ્હારૂં શરીરનું લોહી સુકાઇ ગયું છે. વાચામાં ગતિ નથી. તે મંદ થઇ ગઇ છે. પરંતુ જ્યારે હિતાહિતનો વિચાર કર્યા વગર જ મ્હેં એ કામ સ્વીકાર્યું છે ત્યારે અવસ્ય મ્હારે કહેવું જ પડશે. મ્હેં જેવું સાંભળ્યું છે તેવુંજ અક્ષરશઃ હું આપને નિવેદન કરૂં છું. મ્હારો અપરાધ ક્ષમા કરશો. મહારાજ! સર્વ જનસમાજ એક અવાજે કહે છે કે અમે રામરાજ્યમાં અતિશય સુખોપભોગ કરીએ છીએ. કૌશલ દેશના કોઇ પણ રાજાના રાજ્યમાં અમે આવું સુખ ભોગવ્યું નથી. આવી રાજ્યશાસન પદ્ધતિ પૂર્વે અમે કદી જોઇ

નથી. પરંતુ કોઇક મનુષ્યો મહારાણીજી સંબંધી વાર્તાલાપ કરતાં નિન્દા પણ કરે છે. તેઓ કહે છે કે આપણા મહારાજાનું ચિત્ત અતિશય નિર્વિકારી છે. સીતાજી ઘણા સમય પર્યંત એકલાં રાવણને ઘેર રહ્યાં તેથી કોઇ દોષ નહિં જોતાં તેમને પોતાના ઘરમાં લાવી રાખ્યાં તેથી અમારા ઘરમાં પણ જો કોઇ સ્ત્રીનો કાંઇ ચરિત્રદોષ જણાશે તો તેને શિક્ષા કરવી કઠિન થઇ પડશે. જો અમે સ્ત્રીઓને શિક્ષા કરીશું તો તેઓ સીતાજીના દૃષ્ટાંતથી અમને નિરુત્તર કરી દેશે. વળી રાજા એ ધર્મ અધર્મનો કર્તા છે. તે જે ધર્મ પ્રમાણે વર્તશે તે જ ધર્મ પ્રમાણે અમારે પ્રજાજનોએ પણ વર્તવું પડશે. મહારાજ! મ્હેં જે કાંઇ સાંભળ્યું છે તે નિવેદન કરૂં છું. મ્હારો અપરાધ ક્ષમા કરશો અરે વિધાતા તમે આટલા દિવસ પછી મ્હારા દુર્મુખ નામનું સાર્થક્ય કર્યું! ધિક્ મ્હારા નામને! મ્હેં આજે નામ પ્રમાણે જ કાર્ય કર્યું. ધિક્ મ્હને!' એટલું કહી મહારાજાને પ્રણામ કરી અશ્રુપાત કરતો કરતો દુર્મુખ ત્યાંથી ચાલ્યો ગયો.

દુર્મુખના મુખમાંથી સીતાજી સંબંધી કલંક વાર્તા સાંભળી રામચંદ્રજી અતિશય હતાશ થઇ વૃક્ષની કપાયલી શાખા પ્રમાણે પૃથ્વી પર ઢળી પડ્યા અને ગદ્ગદ્ થઇ વ્યાકુળ શબ્દે અશ્રુપૂર્ણ નેત્રે વિલાપ પરિતાપ કરતા કહેવા લાગ્યાઃ

'અરેરે! કેવી કલંક વાર્તા શ્રવણ કરી? એ કરતાં મ્હારા હૃદયમાં વજ્રઘાત થયો હોત તો સારૂં થાત. હું શા માટે હજી પણ જીવન ધારણ કરી રહ્યો છું? હું અતિ દુર્ભાગી આત્મા છું, નહિં તો શા માટે રાજ્યાભિષેકને સમયે જ મ્હારે રાજ્યાધિકાર ત્યાગ કરી વનવાસ ભોગવવો પડત! શા માટે રાવણ પંચવટીમાં પ્રવેશ કરી પ્રાણપ્રિય જાનકીનું હરણ કરી રઘુકુળને અપૂર્વ કલંક ચઢાવી દુષિત બનાવી શકત. શા કારણથી તે કલંક વિચિત્ર સ્વરૂપે ઉપસ્થિત

થઇ, દૈવેઇચ્છાપૂર્વક પુનઃ જનસમાજમાં પ્રસરી રહેત! અહા! રામે જન્મ ગ્રહણ કરવો અને શરીર ધારણ કરવું એ માત્ર દુઃખ ભોગવવા માટે જ નિર્માણ થયું છે! હવે શું કરવું? કંઇ સમજ પડતી નથી! સીતાજી સંબંધી લોકાપવાદ અનિવાર્ય થઇ પડયો છે. તે અપવાદ નિરર્થક સમજી મ્હારે ધ્યાનમાં ન લેવો અથવા નિરપરાધી જાનકીને પરિત્યાગ કરી રઘુકુળનું કલંક દૂર કરવું. કંઇ નિર્ણય થઇ શકતો નથી. મ્હારા જેવો કોઇ મનુષ્ય આવા ઉભય સંકટમાં પડ્યો નહિ હોય.'

આ પ્રમાણે સંકટગ્રસ્ત ચિન્તે વ્યાકુળ થયેલા રામચંદ્રજીએ થોડીવાર સુધી નીચી દ્રષ્ટિએ મૌન ધારણ કર્યું કેટલીક વાર પછી ઊંડો નિશ્વાસ નાખી કહ્યું:

'એ સંબંધી વિશેષ કર્તવ્યાકર્તવ્યનો વિચાર કરવાનું પ્રયોજન શું છે? જ્યારે રાજ્યકાર્યભાર ગ્રહણ કર્યો છે અને સર્વ પ્રકારે પ્રજાજનનું મનરંજન કરવું એજ મ્હારો મુખ્ય ધર્મ અને કર્તવ્ય કર્મ છે ત્યારે સત્ય ધર્મ એ જ છે કે મ્હારે જાનકીનો પરિત્યાગ કરવો. અરે! દુર્ભાગ્ય! વિધાતા! તમારા મનમાં એજ હતું?'

એટલું બોલી રામચંદ્રજી મુર્છિત થઇ પૃથ્વી પર પડી ગયા.

થોડીવારે ચેતન આવ્યું ત્યારે રામચંદ્રજી અતિ કરૂણ સ્વરે બોલવા લાગ્યા: 'તો મ્હને પુન ચૈતન્ય પ્રાપ્ત ન થયું હોત તો સારું થાત. તેમ થયું હોત તો મ્હારું સર્વશઃ કલ્યાણજ થાત. નિરપધારી જાનકીનો પરિત્યાગ કરી અતિ દુર્ગંધમય પાપના કીચડમાં લિપ્ત થવું ન પડત. હમણાં જ મ્હેં અષ્ટાવક્ર મુનિ સન્મુખ પ્રતિજ્ઞા કરી છે કે 'તો પ્રજાની સુખ શાંતિ માટે જાનકીનો પરિત્યાગ કરવો પડશે તો હું તેમ પણ કરીશ.' આવો વિકટ પ્રસંગ ઉપસ્થિત થશે એમ જાણીને જ શું મારા મુખમાંથી પ્રતિજ્ઞાના શબ્દો નીકળ્યા હશે?

'ઓ પ્રિય જાનકિ! અરે પ્રિયવાદિની! અરે રામમય બનીને

જીવન ધારણ કરનાર પતિવ્રતા! અરે ચરણનિવાસ સહચરી! અંતે તમારી એવી અવસ્થા થશે એ હું સ્વપ્ને પણ ધારતો ન હતો. તમે એવા દુરાચારી, એવા નરાધમ અને એવા હતભાગ્યને ઘેર પધાર્યા છો કે તમારા ભાગ્યમાં કિંચિત્ સમય પર્યંત પણ સુખ ઉપભોગ લખાયેલો નથી. તમે ચંદનવૃક્ષની આશા રાખી પરંતુ પરિણામે વિષવૃક્ષનો જ તમે આશ્રય લીધો છે. મ્હેં પરમ પવિત્ર રાજવંશમાં જન્મગ્રહણ કર્યો ખરો છે. પરંતુ મ્હારાં આચરણ અધમ ચંડાળ કરતાં હજાર ઘણાં અધમ છે. તેમ ન હોત તો વિના અપરાધે તમારો ત્યાગ કરવા હું તૈયાર થાત જ કેમ ? હાય! જો આ ક્ષણે મ્હારા પ્રાણ ચાલ્યા જાય તો હું મુક્ત થઇ જાઉં. હવે જીવન ધારણ કરવાથી લાભ શો? મ્હારા જીવન ધારણ કરવાનું કારણ અસ્ત પામી ગયું છે મ્હને જગત્ શૂન્ય અને જીર્ણ અરણ્ય જેવું જણાય છે.'

રામચંદ્રજી આ પ્રમાણે બોલતા બોલતા હૃદયમાં અતિ વ્યાકુળતા અનુભવવા લાગ્યા. તેમનું શરીર કમ્પાયમાન થવા લાગ્યું. થોડીવાર નિઃસ્તબ્ધ થઇ રહ્યા. તેમણે એક ઉંડો નિઃશ્વાસ નાખી કહ્યું: 'હાય! શું થયું ?'

પછી કૌશલ્યા વગેરેને ઉદ્દેશી કરૂણ શબ્દે કહ્યું:

'અરે! માતાજી! અરે! પિતા જનક! અરે દેવિ વસુન્ધરા! અરે! ભગવતિ અરૂન્ધતિ! અરે! કુળગુરુ વસિષ્ઠ! અરે! ભગવન્ વિશ્વામિત્ર! અરે! પ્રિય બંધુ વિભીષણ! અરે! પરમ ઉપકારક મિત્ર સુગ્રીવ! અરે વત્સ અંજની–સુત તમે બધાં ક્યાં છો? કંઇ જાણી શકતો નથી. અત્યારે દુરાત્મા રામ તમારૂં સર્વનાશ કરવા તત્પર થયો છે. હું આપના પવિત્ર નામનો ઉચ્ચાર કરવા યોગ્ય અધિકારી નથી. મ્હારા જેવો મહાન્ પાપી તમારો નામોચ્ચાર કરે તો અવશ્ય તમને પાપનો સ્પર્શ થશે. સરલ હૃદયની, શુભાચરણી પતિપ્રાણા કામિનીને તદ્દન નિરપરાધી જાણવા છતાં જ્યારે તેનો ત્યાગ કરવા તૈયાર થયો છું ત્યારે મ્હારા જેવો પાપી બીજો

કોણ હોય ? અરે ! રામચંદ્રમય બની જીવન વ્યતીત કરનાર જાનકિ! અંતે પાષાણ હૃદયના દુષ્ટ રામને હાથે ત્હારી આવી દુર્ગતિ થશે એ તેં સ્વપ્ને પણ ધાર્યું નહિ હોય ! નિઃસંદેહ, રામનું હૃદય વજ્ર જેવું છે. નહિ તો ક્યારનું એ ચૂર્ણ વિચૂર્ણ થઇ ગયું હોત ! અથવા તો વિધાતાએ જાણીજોઇને મ્હારૂં હૃદય એવું કઠિન બનાવ્યું છે. જો તેમ ન હોત તો આવું નિર્દય પાપકર્મ હું કદી પણ કરત જ નહિ !'

રામચંદ્રના નેત્રમાંથી અશ્રુધારા વહન થઇ રહી છે. કંઠ ગદ્‌ગદ્‌ થઇ રહ્યો છે. તેમણે કમ્પને સ્વરે સીતાજીના વિશ્રામભવનમાં પ્રવેશ કર્યો. નિદ્રાવશ થયલાં સીતાજી સન્મુખ ઉભા રહી બન્ને હાથ જોડી બોલ્યા. :

'પ્રિયે ! દુર્ભાગી રામ જન્મપર્યંતની વિદાય ગ્રહણ કરે છે.'

પૃથ્વી દેવીને સમ્બોધન કરી તેઓ બોલ્યા :

'દેવિ વિશ્વંભરા ! દુરાત્મા રામે તો ત્યાગ કર્યો છે પરંતુ હવે તમે તમારી પુત્રીનું સંરક્ષણ કરજો.'

એટલું કહી અતિશય શોકાગ્નિમાં પ્રજ્વળતા હૃદયે રામ શયનગૃહમાંથી બહાર નીકળ્યા અને બંધુઓ સાથે સલાહ—મસલત કરી કર્તવ્ય કર્મ પરિપૂર્ણ કરવા તેમણે મંત્રણાભવન તરફ ગમન કર્યું.



## તૃતીય પરિચ્છેદ

## દૃઢ સંકલ્પ

રામચંદ્રજી મંત્રણા ભવનમાં પ્રવેશ કરી રાજ્યાસન પર બેઠા. સ્હામે ઉભેલા સેવકોને મોકલી ભરત, લક્ષ્મણ અને શત્રુઘ્નને સત્વર બોલાવી મંગાવ્યા. સાયંકાળને સમયે જનક કન્યા સાથે વાર્તાલાપ કરતા હતા. આ સમયે મંત્રણાભવનમાં જઇ અકસ્માત્

અમને શા માટે બોલાવે છે? તેનો નિર્ણય નહિ થવાથી ભરત વગેરે અત્યંત સંદેહ અને આકુલવ્યાકુળહૃદયે મનમાં અનેક તર્કવિતર્ક કરતા ઉતાવળે પગલે મંત્રણાભવનમાં આવી પહોંચ્યા. તેમણે જોયું કે જ્યેષ્ટબંધુ રામચંદ્રજી, મસ્તકે હાથ ટેકવી એકલા રાજ્યાસન પર બેઠા છે. વારંવાર દીર્ઘ નિઃશ્વાસ પરિત્યાગ કરી રહ્યા છે. તેમનાં બન્ને નેત્રમાંથી અનર્ગળ અશ્રુજળ નિકળી રહ્યાં છે.

જ્યેષ્ટબંધુની એવી અવદશા જોઇ લઘુબંધુઓ ચિન્તાસાગરમાં નિમગ્ન થઇ ગયા અને કયા કારણથી તેમની એવી સ્થિતિ થઇ તે સમજી શકયા નહિ. તેઓ સ્તબ્ધ અને ચકિત થઇ ઉભા રહ્યા. કોઇ અતિ વિષમ અનિષ્ટ બનાવ બનવાની આશંકા થવાથી ત્રણે બંધુઓમાંથી કોઇ પણ એ શંકાનું કારણ પૂછવાનું સાહસ કરી શક્યું નહિ. અંતે તેઓ ત્રણે ઘોર વિપત્તિ આવી પડયાનો નિશ્ચય કરી અને રામચંદ્રજીની એવી અવદશા જોઇ અત્યંત ચિંતાગ્રસ્ત હૃદયે અશ્રુવિસર્જન કરવા લાગ્યા.

કેટલીક વાર પછી રામચંદ્રજીએ ધૈર્ય ધારણ કરી અને નેત્રનાં અશ્રુ લુછી નાંખી બંધુઓને સ્નેહપૂર્વક સન્મુખ બેસવાની આજ્ઞા કરી. તેઓ જયેષ્ઠ બંધુના સ્હામે બેસી તેમનું શોકાતુર શુષ્ક મુખારવિન્દ જોવા લાગ્યા. રામચંદ્રજીના નેત્રમાંથી ઉષ્ણ અશ્રુ પ્રબળ વેગે નિકળવા લાગ્યાં. એ જોઇ બંધુઓના નેત્રમાંથી ઉષ્ણ અશ્રુજળ પ્રવાહ વહન થવા લાગ્યો. બધા ચુપચુપ બેઠા હતા. અંતે લક્ષ્મણે વિનયપૂર્વક વચને પૂછ્યું:

'આર્ય! આપની આવી સ્થિતિ જોઇ અમને અતિશય ચિન્તા થાય છે. આપની અવદશા જોઇ અમને શંકા થાય છે કે અવશ્ય કોઇ અનિષ્ટ બનાવ બન્યો છે. ગંભીર સમુદ્ર કોઇ કારણ વિના છલકાતો નથી. સામાન્ય વાયુ વહન થવાથી હિમાચળ કંઇ વિચલિત થતો નથી. શા કારણથી આપ ચિન્તાગ્રસ્ત થયા છો? અમને સવિસ્તર હકીકત કહી અમારું ચિત્ત શાંત કરો. આપનું મુખારવિંદ સાયં-

કાલના કમળ અને પ્રાતઃસમયના ચંદ્ર કરતાં પણ વિશેષ નિસ્તેજ જણાય છે. સત્વર કહો. વિલંબ કરશો નહિ. અમારૂં હૃદય ચિરાઈ જાય છે. અમારા પ્રાણ મુઝાઇ રહ્યા છે.

લક્ષ્મણની આગ્રહયુક્ત વિનંતિ સાંભળી રામચંદ્રજીએ ઉંડો નિઃશ્વાસ નાંખતાં, શોકભરિત હૃદયે ગદ્‌ગદ્ કંઠે કહ્યું:

'વત્સ ભરત! વત્સ લક્ષ્મણ! વત્સ શત્રુઘ્ન! તમે મ્હારા જીવન પ્રાણ છો. તમે જ મ્હારૂં સર્વસ્વ છો, તમારે માટે જ હું આ વિકટ રાજ્યકારભાર વહન કરી રહ્યો છું. હિત અથવા અહિત, સર્વ કાર્યમાં મ્હને તમારી જ મુખ્ય સલાહ અને સહાય મળે છે. હું વિષમ સંકટમાં પડ્યો છું. એ સંકટમાંથી ઉદ્ધાર પ્રાપ્ત કરવા માટે જ મ્હેં તમને આ સમયે બોલાવ્યા છે. મ્હારા પર પડેલી વિપત્તિનો માત્ર એક જ ઉપાય છે. મ્હેં અનેક વિચાર કર્યા છે. અંતે એક જ માર્ગ ગ્રહણ કરવો મ્હને ઉચિત જણાય છે. તમને વિપત્તિનું સવિસ્તર વર્ણન સમજાવી યોગ્ય માર્ગે તેનો નિકાલ કરી હું વિપત્તિમાંથી મુક્ત થઇશ.

રામચંદ્રજી બોલતા બંધ થયા અને પુનઃ પ્રબળ વેગે અશ્રુપાત કરવા લાગ્યા. એ જોઇ લઘુ બંધુઓ પ્રથમ કરતાં વિશેષ ચિંતા કરવા લાગ્યા. તેમણે વિચાર્યું કે અવશ્ય કોઇ ઘોર વિપત્તિ આવી પડી છે. કોણ જાણે કેવા અનર્થસૂચક સમાચાર સંભળાવશે? કંઇ સમજી શકાતું નથી.

રામચંદ્રજીનો વિશેષ પરિચય અને નિત્ય સમાગમ થવા છતાં આજે ત્રણે બંધુઓ કંઇ સમજી શક્યા નહિ. તેઓ ઉત્સુક નેત્રે વ્યાકુળ હૃદયે જ્યેષ્ટ બંધુનું નિસ્તેજ મુખ અવલોકન કરવા લાગ્યા.

રામચંદ્રજીએ હવે મૌન છોડયું તેમણે ઊંડો નિઃશ્વાસ નાખી કહ્યું:

'બંધુઓ! સાંભળો! આપણા પૂર્વના ઇક્ષ્વાકુ કુળમાં જે મહાન્ રાજાઓએ જન્મ ગ્રહણ કર્યો હતો તેમણે અતિ શ્રેષ્ટ રાજ્યનીતિ અને

અલૌકિક કર્માનુષ્ઠાન દ્વારા આપણા પરમ પવિત્ર રાજ્ય વંશને ત્રિભુવનવિખ્યાત કરી ગયા છે તેમાં મ્હારા જેવો દુર્ભાગી બીજો કોઇ ઉત્પન્ન થયો નથી. મ્હેં જન્મ ગ્રહણ કરી તેજ અતિ પવિત્ર ત્રિલોક વિખ્યાત વંશને કલંક ચઢાવ્યું છે. લક્ષ્મણ! તમે કોઇ વિષયથી અજાણ્યા નથી. જે સમયે આપણે ત્રણ જણ પંચવટીમાં નિવાસ કરતા હતા તે સમયે દુષ્ટ રાવણ આપણી ગેરહાજરીમાં બળપૂર્વક સીતાજીનું હરણ કરી ગયો હતો. સીતાજી એકલાં તે દુષ્ટના રાજ્યમાં દીર્ઘકાલપર્યંત રહ્યાં હતાં. અંતે સુગ્રીવની સહાયતાથી આપણે તે દુરાચારી પાપાત્માને યથોચિત શિક્ષા આપી સીતાજીનો ઉદ્ધાર કર્યો હતો. મ્હેં પરગૃહમાં એકલી રહેલી સીતાનો સ્વીકાર કર્યો તેજ કારણને લીધે આપણા નગરજનો અસંતોષ દર્શાવી સર્વત્ર મ્હારો અપયશ પ્રદર્શિત કરી રહ્યા છે. તેથી મ્હેં પ્રતિજ્ઞા કરી છે કેઃ મ્હારે જાનકીનો ત્યાગ કરવો. સર્વ પ્રકારના પ્રયત્ન કરીને પ્રજાનું મનરંજન કરવું એજ રાજાનો પરમ ધર્મ છે. જો હું એ રાજધર્મનું પાલન ન કરૂં તો અનાર્થ પેઠે નિરર્થક જીવન જીવવાનું શું પ્રયોજન કહો જોઇએ? તમે પ્રસન્ન ચિત્તે મ્હને અનુમોદન આપો. તેમ થવાથી જ ઉપસ્થિત થયેલા સંકટસાગરમાંથી હું પાર ઉતરી શકીશ.'

જ્યેષ્ટબંધુનો અભિપ્રાય જાણી ત્રણ લઘુ બંધુઓનાં હૃદયમાં વજ્રપાત થયો. ત્રણેયને અતિશય કષ્ટ થયું. તેઓ ભય અને વિસ્મય પામી શું કરવું તેના વિચારમાં વિમાસણમાં પડ્યા. તેઓ નીચે મસ્તકે પૃથ્વી સ્હામે જોવા લાગ્યા. અંતે લક્ષ્મણે અતિ દુઃખિત હૃદયે વિનય સહિત ઉત્તર દીધો.

'આર્ય બંધુ શ્રેષ્ઠ! આપે અમને જે આજ્ઞા કરી છે તેનું અમે કદી કંઇ પણ ઉલ્લંઘન કર્યું નથી તેમજ તેનો અસ્વીકાર પણ કર્યો નથી. આજે પણ આપની આજ્ઞા વિરુદ્ધ અમે આચરણ કરી શકીશું નહિ. પરંતુ આપની પ્રતિજ્ઞા સાંભળી અમારા દેહમાંથી પ્રાણ

ઊડી જવાની તૈયારીમાં છે. આપના સમક્ષ આવ્યા પછી આવ સર્વનાશના સમાચાર સાંભળવાની અમે કિંચિત્ પણ આશા રાખી નહોતી. એ સંબંધી મ્હારે કંઈક વિનંતિ કરવી છે. આજ્ઞા કરો તો નિવેદન કરૂં.'

લક્ષ્મણનાં વિનયપૂર્ણ કરૂણ વાક્ય સાંભળી રામચંદ્રજીએ કહ્યું:

'વત્સ! જે કહેવું હોય તે સુખેથી કહો.' લક્ષ્મણે વિંનતિ કરી:

'બંધુ શ્રેષ્ઠ! આર્યા જાનકી રાવણને ઘેર એકલાં રહ્યાં હતાં એ સત્ય અને રાવણ પણ મહાન્ દુષ્ટ હતો એમાં સંશય નથી. પરંતુ રાવણના દુરાચરણને લીધે તેને યોગ્ય શિક્ષા આપ્યા બાદ આર્યા જાનકીને આપના સન્મુખ લાવવામાં આવ્યાં ત્યારે લોકાપવાદના કારણથી પ્રથમ તો આપે તેમને સ્વીકારવા સમ્મતિ દર્શાવી નહોતી. તેમની અલૌકિક પરીક્ષા કર્યા પછી શુદ્ધાચરણી જણાતાં સંશય રહિત થઈ આપે તેમને ગ્રહણ કર્યાં છે. અને ઘેર લઈ આવ્યા છો. આપે અનેક મનુષ્યો સમક્ષ તેમની પરીક્ષા કરી હતી. પરીક્ષા સમયે અમે બન્ને ઉપરાંત અમારૂં સમસ્ત સૈન્ય, અને સેનાપતિઓ, સર્વ દેવો દેવર્ષિ અને સર્વ મહર્ષિઓ પણ પરીક્ષા સમયે ઉપસ્થિત હતા. સર્વેએ જાનકીને પરમ પવિત્ર પતિવ્રતા અને એકાંતમાં પણ શુદ્ધ આચરણનાં માની સ્વીકાર્યાં છે. તેથી તેમને હવે પરગૃહવાસિનીના અપરાધનું કલંક લગાડી શકાય નહિ, એટલું છતાં હવે આપ, શા કારણથી આવી વિષમ પ્રતિજ્ઞા કરો છો એ સમજી શકાતું નથી. નિરર્થક લોકાપવાદ સાંભળી આપના જેવા મહાન્ પુરૂષોએ વિચલિત થવું ઉચિત નથી. સામાન્ય મનુષ્યો ન્યાય અન્યાયનો વિચાર કરી શકતા નથી. તેમની બુદ્ધિ અને વિચારશક્તિ અતિ સામાન્ય હોય છે. તેમના મનમાં જે આવે તે બોલે છે અને તેઓ જે સાંભળે છે તે સમ્ભવિત છે કે અસમ્ભવિત તેનો વિચાર કર્યા વગર જ તે બનાવને સત્ય સમજે છે. તેમના કહેવા પર વિશ્વાસ રાખીએ તો સંસારયાત્રા પૂર્ણ કરી શકાય નહિ: આર્યા જાનકી શુદ્ધ

આચરણવાળાં, પરમ પવિત્ર છે. એ સંબંધી હું જેટલું જાણું છું તે પરથી કહી શકું છું કે આપે તેમના આચરણ સંબંધી લેશમાત્ર શંકા કરવાનું કારણ નથી. તેઓ અલૌકિક પરીક્ષામાં પસાર થયાં છે, તેમણે પોતાનાં શુદ્ધાચરણ સંબંધી શંકાનું નિવારણ કર્યું છે. તેથી કોઇ પણ મનુષ્યના અંતઃકરણમાં અણુમાત્ર સંશય રહે તેમ નથી. એ સ્થિતિમાં આર્યા જાનકીના ત્યાગ કરવાથી જનસમાજ આપણને મૂર્ખ અને અજ્ઞાની કહી ઉલટી આપણી નિંદા જ કરશે. તેમજ આપણે ઘોર પાપમાં લિપ્ત થવું પડશે માટે જ આપ સર્વ પરિસ્થિતિનો વિચાર કરી કાર્ય કરશો. અમે તો આપના આજ્ઞાધારક સેવક જ છીએ. જે આજ્ઞા કરશો તે સંદેહ રહિત ચિત્તે શિરસાવંદ્ય માનીશું'

લક્ષ્મણ બોલતા બંધ થયા. રામચંદ્રજી મૌન ધારણ કરી વિચાર કરવા લાગ્યા. અંતે ઊંડો નિઃશ્વાસ નાખી બોલ્યાઃ

'વત્સ! સીતાજી તદ્દન શુદ્ધ છે, તેમનું વર્તન આર્યધર્મને અનુકૂળ છે, તેઓ પવિત્ર છે એ હું સારી પેઠે સમજું છું. તે સંબંધી મ્હારા મનમાં કિંચિત્ પણ શંકા નથી. સામાન્ય મનુષ્યો કોઇ પણ વિષય પ્રત્યે પૂરતો વિચાર કર્યા વિના જે સાંભળે છે અને તેમના મનમાં જે વિચાર ઉત્પન્ન થાય છે તે માણસો જ તેનું આંદોલન કરે છે તે પણ હું સારી પેઠે જાણું છું. પરંતુ એમાં પ્રજાનો દોષ નથી. આપણે પરિણામનો વિચાર કર્યા વગર હઠાગ્રહ કરવાથી જ સર્વનાશને આમંત્રણ કર્યું છે. જો આપણે અયોધ્યા આવી સર્વ પુરજનનિવાસી પ્રજા સમક્ષ જાનકીની પરીક્ષા કરી હોત તો તેમના અંતઃકરણમાંથી સર્વ સંશય દૂર કરી શક્યા હોત. સીતા એ અલૌકિક પરીક્ષામાંથી પસાર થયા પછી પોતાના શુદ્ધાચરણનો નિઃસંશય પરિચય આપ્યો છે ખરો પરંતુ તે પરીક્ષા યથાર્થ થઇ હતી તે સંબંધી પ્રજાને સંપૂર્ણ વિશ્વાસ નથી. તેથી તેમનામાં અસંતોષ વ્યાપ્યો છે. મને વિચાર થાય છે કે અનેક પ્રજાજન પરીક્ષા સંબંધી કાંઇ પણ જાણતાં નથી. તેથી સીતાના

ચરિત્ર સંબંધી તેમનો સંશય દૂર થયો નથી. દુષ્ટ રાવણનું ચરિત્ર અને દીર્ઘકાળ પર્યંત એકાન્તમાં સીતાને તેના રાજ્યમાં અવસ્થાન, એ બે વિષય પર વિચાર કરતાં સીતાના ચરિત્ર માટે સંદેહ ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. અર્થાત્ હું પ્રજાજનોને કોઈ પ્રકારનો દોષ દઈ શકું એમ નથી. મ્હારા અદૃષ્ટને લીધે જ એવો અપૂર્વ ઉપદ્રવ ઉપસ્થિત થયો છે. જો મ્હેં રાજ્યકાર્યભાર ગ્રહણ ન કર્યો હોત અને ધર્મને સાક્ષી રાખી પ્રજાનું મનરંજન કરવાની પ્રતિજ્ઞા ન લીધી હોત તો નિરર્થક લોકાપવાદની દરકાર કર્યા વિના જ શાંત ચિત્તે સંસારયાત્રા વહન કરી શકયો હોત. પરંતુ રાજ્યાસને બેઠા પછી પ્રજાનું મનરંજન ન કરી શકું તો પછી જીવન ધારણ કરવાનું શું પ્રયોજન? જુઓ બંધુ! પ્રજાજનોએ સીતાને પતિવ્રતહીન માની લીધાં છે, તેમના અંતઃકરણમાંથી એ વિચાર નિર્મૂળ કરવો અસમ્ભવ છે. સીતાને આપણા મહાલયમાં રહેવા દેવાથી પ્રજાજનો મ્હને પણ પતિવ્રતહીન સ્ત્રીનો પતિ સમજી મ્હારો તિરસ્કાર કરશે. જીવન પર્યંત તિરસ્કાર પાત્ર રહેવા કરતાં પ્રાણત્યાગ કરવો એજ શ્રેષ્ઠ છે. પ્રજાનું મનરંજન કરવા પ્રાણત્યાગ કરતાં પણ હું ભય પામીશ નહિઃ તમે મ્હારા પ્રાણાધિક બંધુ છો. જો પ્રજાજનમનરંજન માટે તમારો ત્યાગ કરવો પડે તો તે પણ હું સહન કરીશ. તમે ગમે તે કહો અને ગમે તેટલો અન્યાય થતો હશે તો પણ હું સીતાનો ત્યાગ કરી મ્હારા કુળનું કલંક દૂર કરવાનો મ્હેં નિશ્ચય કર્યો છે. જો તમને મ્હારી દયા અને સ્નેહ હોય તો તમે મ્હારા એ કાર્યમાં વિઘ્ન નાખશો નહિ. સીતાને આ મહાલયમાં રહેવા દેવી હોય તો મ્હારે પ્રાણત્યાગ કર્યા સિવાય છૂટકો નથી. એ મ્હારો સિદ્ધાંત જ છે.'

એમ કહી દીર્ઘ નિઃશ્વાસ નાખી રામચંદ્રજી મૌન ધારણ કરી અશ્રુપૂર્ણ નેત્રે પૃથ્વી સ્હામું જોઇ રહ્યા. પછી લક્ષ્મણને કહ્યું:

વત્સ! અંતઃકરણમાંથી સર્વ શોક પરિત્યાગ કરી મ્હારી આજ્ઞા

પાલન કર. થોડા વખત પર જ સીતાએ તપોવન દર્શન કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી છે. તે બ્હાનું કાઢી તું તેને મહર્ષિ વાલ્મિકીના આશ્રમમાં મૂકી આવ. તેમ કરવાથી તું મ્હારી પ્રીતિ સંપાદન કરશે. જો તું તેમાં વિઘ્ન ઉપસ્થિત કરશે તો હું અસંતુષ્ટ થઇશ. ત્હેં કદી પણ મ્હારી આજ્ઞા ઉલ્લંઘન કરી નથી. માટે વત્સ! કાલે પ્રાતઃ કાલમાં જ તું મ્હારી આજ્ઞા પ્રમાણે કાર્ય કરવામાં વિલંબ કરતો નહિ. મ્હારો વિશેષ આગ્રહ તો એ જ છે કે ભાગીરથી ને પેલે પાર ગયા સિવાય મ્હેં તેમનો ત્યાગ કર્યો છે. જો સંબંધી કોઇ જાણે નહિ એવી સાવચેતી રાખજે. ત્હારૂં હૃદય કરૂણા રસથી પૂર્ણ છે. તેથી જ ત્હને સાવચેત કરૂં છું.'

રામચંદ્રજી નીચે મસ્તકે અશ્રુપાત કરવા લાગ્યા. તેમના ત્રણ બંધુઓ જાનકીનો પરિત્યાગ કરવાનો દ્રઢ સંકલ્પ જાણી વિશેષ કાંઇ પણ બોલી શક્યા નહિં માત્ર તેમન નેત્રમાંથી પણ અશ્રુવિસર્જન થવા લાગ્યાં થોડીવાર પછી રામચંદ્રજીએ પુનઃ સીતાને ઋષિ આશ્રમમાં વિદાય કરવાની આજ્ઞા કરી સર્વને વિદાય કર્યા. તેઓ વિશ્રામ ભવનમાં ચાલ્યા ગયા. ચારે બંધુઓએ સમસ્ત રાત્રિ વિરહ સંકટમાં વ્યતીત કરી,



### પ્રકરણ ૪ થું

## સીતા વનવાસ

બીજે દિવસ પ્રાતઃકાળનો સમય થયો. લક્ષ્મણે સુમન્ત્રને કહ્યું :

'સારથી! સત્વર રથ તૈયાર કરો. આર્યા જાનકી તપોવનનું દર્શન કરવા જવાનાં છે.'

સુમન્ત્ર આજ્ઞા થતાં જ સત્વર રથ જોડવા ચાલ્યો ગયો.

લક્ષ્મણ સીતાજીના નિવાસભવનમાં ગયા. ત્યાં તેમણે જોયું કે સીતાજી તપોવન દર્શન કરવા જવાની સર્વ તૈયારી કરી રથની વાટ જોઇ રહ્યાં છે.

લક્ષ્મણજી તેમના સન્મુખ આવી બે હાથ જોડી બોલ્યા:

'આર્યે! પ્રણામ કરું છું.'

સીતાજીએ ઉત્તર દીધો:

'વત્સ! ચિરંજીવી અને ચિરસુખી થાઓ.' અંતઃકરણના નિર્મળ પ્રેમથી તેમણે આશિર્વાદ દીધો. લક્ષ્મણે કહ્યું:

'આર્યે! રથ તૈયાર છે. હવે વિશેષ વિલંબ કરશો નહિ:' એ સાંભળી સીતાજીએ પરમ સંતોષપૂર્વક પ્રફુલ્લિત મુખે કહ્યું:

'વત્સ! આજ પ્રાતઃકાલમાં તપોવન દર્શન કરવા જવાના આનંદમાં સમસ્ત રાત્રિ મ્હને નિદ્રા આવી નથી. રથ આવતાં જ હું તેમાં બેસવા તૈયાર છું. મ્હેં ધાર્યું હતું કે તપોવનમાં જવાની મ્હારી ઇચ્છા જાણી આર્યપુત્ર કવચિદ્ ના પાડશે. તેમ નહિં કરતાં તેમણે મ્હને પ્રસન્ન ચિત્તે ત્યાં જવાની સમ્મતિ દર્શાવી તેથી મ્હને અનહદ પ્રેમ ઉપજ્યો છે. હું તેનું વર્ણન કરી શકતી નથી. મ્હેં જન્મ જન્માંતરે અનેક તપશ્ચર્યા કરી હશે. તેથી જ મ્હને આવા અનુકુળ પતિ પ્રાપ્ત થયા છે. આર્યપુત્ર જેવા અનુકૂળ પતિ ભાગ્યે જ કોઇ સ્ત્રીને પ્રાપ્ત થતા હશે. આર્યપુત્રનો સ્નેહ, દયા અને મમતા સ્મરણ થતાં જ મ્હને અતિ ભાગ્યશાળી સમજું છું. મ્હને તેમના સ્નેહનો ગર્વ થાય છે. હું કાયા, વાચા અને મનસાપૂર્વક દેવતાઓની પ્રાર્થના કરૂં છું કેઃ ભવિષ્યમાં જો નારીજન્મ આપે તો પુંનઃ આર્યપુત્રની પત્ની થવાનું મ્હને સૌભાગ્ય પ્રાપ્ત થાય. આર્યપુત્ર જેવા પતિ સાથે જ પુનઃ મ્હારાં લગ્ન થાય.'

સીતાજીએ પ્રેમપૂર્ણ નેત્રે પુનઃ કહ્યું:

'વત્સ! વનવાસને સમયે મુનિ પત્નીઓ સાથે મ્હને અતિશય

સ્નેહ સંબંધ બંધાયો છે તેથી તેમને અર્પણ કરવા માટે મ્હેં કેટલાંક વસ્ત્ર અને અતિ મૂલ્યવાન આભૂષણો લીધાં છે.'

સીતાજી સર્વ વસ્ત્ર અને આભૂષણ લક્ષ્મણને બતાવતાં હતાં તે જ સમયે સેવકે આવી સમાચાર આપ્યા કે : 'રથ તૈયાર કરી સુમન્ત્ર બહાર ઉભો છે.'

સીતાજી તપોવન દર્શન કરવા એટલાં બધાં ઉત્સુક થઇ ગયાં હતાં કે સેવકના સમાચાર સાંભળી તુરતજ સર્વ સરસામાન લઇ લક્ષ્મણ સાથે રથમાં બેઠાં. થોડા સમયમાં જ રથ અયોધ્યામાંથી નિકળી અન્ય નગરોમાં શહેરોમાં થઇને આગળ ચાલવા લાગ્યો. સીતાજી મનવાંછિત પ્રિય પ્રદેશ અવલોકન કરતાં પ્રેમપૂર્વક કહેવા લાગ્યાં:

'વત્સ લક્ષ્મણ! હું આ બધા પ્રદેશોનું દર્શન કરૂં છું તે માત્ર આર્યપુત્રના કૃપા પ્રસાદનું જ ફળછે. જો તેમણે પ્રસન્ન ચિત્તે મ્હને તપોવન જવાની રજા ન આપી હોત તો હું આ રમ્ય પ્રદેશ અવલોકન કરી શકત નહિ. મ્હેં જેવા ઉત્સાહથી તેમને પ્રાર્થના કરી હતી તેવા જ પ્રસન્ન ચિતે તેમણે પણ મ્હને અનુકુળતા કરી આપી છે.'

મુગ્ધ સ્વભાવની સીતાનો એવો હર્ષાનંદ જોઇ લક્ષ્મણ મનમાં ને મનમાં જ વિચારવા લાગ્યો : રામચંદ્રજીએ કેવા સંયોગોમાં તેમને તપોવન દર્શન કરવાની અનુકૂળતા કરી આપી છે તે સીતાજી ક્યાં જાણે છે!

લક્ષ્મણ મનમાં અતિ કષ્ટ પામતો અનેક વિચાર કરતો હતો. તેણે હૃદયનો શોક દબાવી દીધો અને અનેક યત્ને મનના વિચાર મનમાં જ સમાવી સીતાની પેઠે જ તેણે પણ હર્ષ દર્શાવ્યો.

રથ કેટલેક દૂર ચાલ્યો. એકાએક સીતાજીનું મુખ મ્લાન થઇ ગયું. તેમણે લક્ષ્મણને કહ્યું :

'વત્સ! અત્યાર સુધી મ્હારા મનમાં અપૂર્વ આનંદધારાઓ છૂટી રહી હતી. મ્હારા હર્ષનો પાર ન હતો. પરંતુ એકાએક મ્હારા હૃદયમાં ચિન્તા ઉત્પન્ન થઇ છે. મ્હારૂં જમણું નેત્ર વારંવાર ફરકે

છે. સ્ત્રીનું જમણું નેત્ર ફરકે તે ઇષ્ટ નહિ; પણ અનિષ્ટ ફળદાયક કહેવાય છે. મ્હારૂં સર્વ શરીર કમ્પે છે. અંતઃકરણ અતિશય આકુળ વ્યાકુળ થાય છે. મ્હને પૃથ્વી શૂન્યકાર જણાય છે. અકસ્માત્ આ પ્રમાણે ચિત્તચાંચલ્ય અને મનઃવેદના થવાનું કારણ સમજી શકાતું નથી. કોણ જાણે આર્યપુત્રનું સ્વાસ્થ્ય કેવું હશે ? કાં તો તેમના પ્રત્યે કોઇ અશુભ બનાવ બન્યો હોય અથવા તો ભરત અને શત્રુઘ્નનું કાંઇ અનિષ્ટ થયું હોય કિંવા ભગવાન ઋષ્યશૃંગના આશ્રમમાંથી કોઇ અમંગળ સમાચાર આવ્યા હોય ? ત્યાં આપણાં જ્યેષ્ઠ માતુશ્રી વગેરે કેમ છે તે સમજી શકાતું નથી. ગમે તેમ પણ કોઇ અનિષ્ટ બનાવ બન્યો હોય એવો મ્હને સંદેહ ઉત્પન્ન થાય છે. જો તેમ ન હોય તો આજના જેવા અપ્રતિમ આનંદને સમયે મ્હને અણચિંતવ્યું ચિત્ત ચાંચલ્ય અને હૃદયમાંથી દુઃખ ઉત્પન્ન થાય જ કેમ ? વત્સ ! ક્યા કારણથી એમ થાય છે, તે કહો. મ્હારા પ્રાણમાં અતિશય વ્યથા થઇ રહી છે. તેથી તપોવન દર્શન કરવાની મ્હને અભિલાષા નથી. અયોધ્યા પાછા ફરવાની મ્હને ઇચ્છા થાય છે. વારું, તમને એક પ્રશ્ન પૂછું છું. આર્યપુત્રે મ્હારી સાથે આવવાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી છતાં તેઓ કેમ આવ્યા નહિ ? રથમાં બેસતી વખત આનંદાવેશમાં તમને એ બાબત પૂછવાનું હું ભૂલી ગઇ હતી. તેઓ આવ્યા નહિ તેથી મ્હારા મનમાં નાના પ્રકારના સંદેહ ઉત્પન્ન થાય છે. વત્સ ! શું કરવું ? કહો મ્હારું ચિત્તચાંચલ્ય ક્રમેક્રમે પ્રબળ થાય છે. રાવણ હરણ કરી ગયો તે સમયે એવું ચિત્તચાંચલ્ય થયું હતું. કોણ જાણે કેવોયે અનિષ્ટ બનાવ બન્યો હશે. મ્હારા મનમાં એમ પણ થાય છે કે હું તપોવન દર્શન કરવા ન આવી હોત તો સારૂં થાત. આર્યપુત્રની દ્રષ્ટિ સમિપ રહેવાથી આવું કષ્ટ કદિ પણ ઉપસ્થિત થાત નહિ. વળી મ્હારા મનમાં એવો વિચાર થાય છે કે હું જીવનમાં પુનઃ આર્યપુત્રનું મુખદર્શન કરી શકીશ નહિં''

'આ પ્રમાણે સીતાજીના ચિતચાંચલ્ય દર્શાવતા કરૂણ શબ્દો સાંભળી લક્ષ્મણનું અંતઃકરણ અતિશય શોક અને કષ્ટ અનુભવવા લાગ્યું. પરંતુ દુઃખિત હૃદયે મનના વિચાર ગુપ્ત રાખી ફિક્કે મુખે ગદ્દગદ્દ કંઠે તે બોલ્યો:

'આર્યે તમે શોકાતુર થશો નહિ. રઘુકૂળના દેવો આપણું કલ્યાણ જ કરશે. મ્હને એમ લાગે છે કે તમે સર્વ આપ્તજનોને મૂકીને આવ્યાં છો. કોઇ આપ્તજન તમારી પાસે નથી તેથી જ તમારું ચિત આટલું બધું વિહ્વળ અને શોકાતુર થઈ રહ્યું છે. તમે ચિંતા કરશો નહિ. થોડી વારમાં તમારું એ કષ્ટ નિવૃત્ત થશે. કોઇ પ્રસંગે મનુષ્યને સ્વજનની વિરહ વ્યથા થઇ આવે છે. મનનો સ્વભાવ જ ચંચલ છે. મનુષ્ય મન સર્વ સમયે એક સરખું રહેતું નથી. તમે વિશેષ ઉત્કંઠિત થશો નહિ.'

લક્ષ્મણનું ફિક્કું મુખ જોઇ અને ગદ્દગદ્દ કંઠસ્વર સાંભળી વિશેષ શોકાતુર થઇ તેમણે પૂછ્યું.

'વત્સ! તમારા મુખ દર્શનથી મ્હારા અંતઃકરણમાં વિશેષ સંદેહ ઉત્પન્ન થાય છે. મ્હેં કોઇ દિવસ તમારૂં આવું ફિક્કું મુખ જોયું નથી. જો કાંઇ અનિષ્ટ થયું હોય તો તે મ્હને તુરતજ કહો. કહો તો ખરા કે આર્યપુત્રનું સ્વાસ્થ્ય સારૂં છે? કાલે સન્ધ્યા સમય પછી મ્હેં તેમનાં દર્શન કર્યાં નથી. કદાચ તેમનાં દર્શન થયાં હોત તો મ્હને આટલું કષ્ટ થાત નહિ.'

લક્ષ્મણે ઉત્તર દીધો:

'આર્યે! તમે ચિંતા કરશો નહિ. તમારી ઉત્કંઠા અને મનઃકષ્ટ જોઇ મ્હને પણ ઉત્કંઠા અને મનઃકષ્ટ થયું હતું. તેથી જ તમને મ્હારૂં મુખ ફિક્કું અને સ્વર ગદ્દગદ્દ જણાય છે. વાસ્તવિક રીતે જોતાં તેમ નથી. એવા વિચાર કરી તમે મનમાં વિરૂદ્ધ ભાવના ઉત્પન્ન કરશો નહિ. જેમ જેમ અધિક વિચાર કરશો અને જેમ જેમ શંકાઓ લાવશો તેમ તેમ તમારી ઉત્કંઠા અને મનઃકષ્ટ વૃદ્ધિ

થતું જશે.'

આ પ્રમાણે વાર્તાલાપ કરતાં કરતાં તેઓ ગોમતીને કિનારે આવી ઉપસ્થિત થયાં. તે જ સમયે સકલ જગત્ પ્રકાશક ભગવાન્ કમલિનીપતિ સૂર્યનારાયણ દેવ અસ્તાચળ પર પહોંચી ગયા. સાયંકાલને સમયે ગોમતીનો કિનારો પરમ રમણીય દેખાય છે. તે સમયે ત્યાં વાયુ સેવન કરનાર અસ્વસ્થ ચિત્તના મનુષ્યોનું ચિત્ત સ્થિર શાંત થાય છે. તેમના હૃદયમાં અતિ પ્રસન્નતા અને પ્રેમ ઉત્પન્ન થાય છે. સદ્ભાગ્યે સીતાજીની પણ એ મનોહર સ્થાનમાં આવવાથી મનઃ શાંતિ થઈ. તેમનું હૃદય પ્રફુલ્લિત થયું એ જોઇ લક્ષ્મણને આનંદ થયો. તેનું ચિત્ત પ્રસન્ન થયું. તેઓ બન્નેએ તે રાત્રિએ ત્યાં જ નિવાસ કર્યો. જાનકી પ્રવાસના પરિશ્રમથી અને મનના ઉદ્વેગથી અતિશય શિથિલ થઇ ગયાં હતાં તેથી તેઓ સત્વર નિદ્રાવશ થઇ ગયાં. તેઓ જ્યાં સુધી જાગ્રત હતાં ત્યાં સુધી લક્ષ્મણ સીતાજીને નાના પ્રકારની મનોહર વાર્તાઓ કહી શાંતિ આપતો હતો. તેથી તેમનું મન કોઇ બીજી દિશામાં પ્રવૃત્તિ કરી શકતું નહિ. દિવસને સમયે જાનકીને જેવી ચિન્તા થતી હતી તેવી ચિન્તા રાત્રિએ નહિ થતાં અત્યંત શાંતિથી નિંદ્રાવશ થયાં હતાં.

પ્રાતઃસમય થતાં જ તેઓ ગોમતીને કિનારેથી પુનઃ પ્રવાસ કરવા લાગ્યાં. રથની જમણી અને ડાબી દિશામાં પરમ રમણીય વૃક્ષ વૃંદ અને સુંદર ધાન્ય પ્રદેશ જોઇ સીતાજીને અતિશય આનંદ થયો. પ્રથમ દિવસે સીતાજીને ઉત્કંઠા અને ચિંતા થતી હતી તે સર્વ અદ્રશ્ય થઇ ગયું.

અંતે રથ ભાગીરથીને કિનારે આવી પહોંચ્યો. ભાગીરથીને પેલે પાર ગયા પછી સીતાજીનો જીવન પર્યંત ને માટે ત્યાગ કરવો પડશે એ વિચારથી લક્ષ્મણનો શોકસાગર હૃદયની હદ ઓળંગી ગયો. હવે તે પોતાના વિચાર અને અશ્રુજળ ગુપ્ત રાખી શકયો નહિ. એ જોઇ સીતાજીનું મન વિહ્વલ થઇ ઊઠ્યું. તેમણે પૂછ્યું :

'વત્સ ! શા કારણથી તમારૂં મન ઉદાસ થયું છે ? જે સત્ય હોય તે કહો.'

લક્ષમણે નેત્રનાં અશ્રુ લુછી કહ્યું:

'આર્યે ! ઘણા લાંબા સમય પછી પતિતપાવની ભાગીરથીનાં દર્શન કર્યાથી મ્હારા અંતઃકરણમાં એક અવર્ણનીય વિચાર ઉત્પન્ન થયો છે. તેથી જ મ્હારા નેત્રમાં અશ્રુજળ ભરાઈ આવ્યાં છે. અમારા પૂર્વજો કપિલના શાપથી ભસ્મ થયા હતા. ભગીરથ રાજાએ કેટલું કષ્ટ સહન કરી ગંગા દેવીને પૃથ્વી પર વહન કરી તેમનો ઉદ્ધાર કર્યો હતો. તેથી જ ભાગીરથીનાં દર્શન કરતાં તે બનાવનું મ્હને સ્મરણ થવાથી મ્હારૂં ચિત્ત વિચલિત થયું. સીતાજી તદ્દન મુગ્ધ સ્વભાવનાં અને સરલ હૃદયનાં હતાં તેથી લક્ષમણના શબ્દ સાંભળી સંતોષ પામ્યાં અને ગંગા પાર જવા માટે લક્ષમણને વારંવાર ઉત્તેજિત કરવા લાગ્યાં. પરંતુ તેમને શી ખબર કે ગંગા પાર થયા પછી તેમને જન્મ પર્યંતને માટે શોકસાગરમાં ડૂબી જવું પડશે ? સરલ હૃદયનાં સીતાજી શાંતિપૂર્વક ભાગીરથી દર્શન કરતાં માર્ગક્રમણ કરવા લાગ્યાં.

થોડીવાર પછી નૌકામાં બેસી પેલે પાર જવાનો પ્રસંગ આવ્યો. લક્ષમણે સુમન્ત્રને રથ થોભાવવાની આજ્ઞા કરી. સીતાજીને તેમણે નૌકામાં બેસાડ્યાં. નૌકાએ મંદ ગતિએ તેમને પેલે પાર પહોંચાડી દીધાં. તપોવન દર્શન કરવાની અતિશય ઉત્કંઠા હોવાથી સીતાજી ત્વરિત પગલે મુનિ આશ્રમ તરફ ગમન કરવા લાગ્યાં. એ જ વખતે લક્ષમણે કહ્યું:

'આર્યે ! થોડીવાર વિશ્રાંતિ લ્યો. મ્હારે તમને કંઇક કહેવું છે ? આ સ્થળે જ તે નિવેદન કરવા ઇચ્છા છે.'

લક્ષમણ નીચું મુખ કરી અશ્રુપાત કરવા લાગ્યો. સીતાજીએ આશ્ચર્યચકિત થઇ પૂછ્યું :

'વત્સ ! કંઇક કહેવા માટે આટલી બધી વ્યાકુલતા શા માટે ?

જે કહેવું હોય તે સત્વર કહો. તમારું વિહ્વળ મન જોઇ મ્હારા હૃદયમાં અસ્થિરતા ઉત્પન્ન થાય છે. મ્હારો જીવ ગભરાય છે. શું તમે આર્યપુત્રનું કંઇ અનિષ્ટ સાભળ્યું છે? શું આપ્ત જનોમાં કંઇ અશુભ બનાવ બન્યો છે? જે હોય તે સત્વર કહો.'

લક્ષ્મણે ધીમે સ્વરે કહ્યું:

'દેવિ! શું કહું? મ્હારા મુખમાંથી શબ્દ નિઃસરતા નથી. આર્યની આજ્ઞાને વશ થઈ મ્હારા અદ્રષ્ટમાં આવું બનશે એવી મ્હને સ્વપ્ને પણ આશા ન હતી. જે કાંઇ બન્યું છે તેનું સ્મરણ કરતાં મ્હારા હૃદયના અનેક કટકા થઇ જાય છે. જો મ્હારું મૃત્યુ થયું હોત તો હું મ્હારૂં સૌભાગ્ય સમજ્યો હોત. મૃત્યુ કરતાં પણ જો કાંઇ અધિક કષ્ટ હોત તો તે પણ હું સહન કરી શક્યો હોત. તેમ થયું હોત તો આજ મ્હારે આર્યની ધર્મ વિરૂદ્ધ આજ્ઞા પાલન કરવી પડત નહિ. હા વિધાતા! મ્હારા ભાગ્યમાં આવું જ લખ્યું હતું!'

એમ કહી ભાંગેલા વૃક્ષની પેઠે લક્ષ્મણ પૃથ્વી પર પડી ગયો. લક્ષ્મણ પૃથ્વી પર આળોટવા લાગ્યો.

લક્ષ્મણની આવી અચાનક દુર્દશા જોઇ સીતાજી કેટલીક વાર સુધી સ્તબ્ધ અને ચકિત થઇ ઉભાં રહ્યાં. તેમણે લક્ષ્મણનો હાથ ઝાલી પૃથ્વી પરથી ઉઠાડી બેઠો કર્યો. પોતાના વસ્ત્ર વડે તેનાં આંસુ લુછી નાંખ્યાં. તે શાંત થયો ત્યાર પછી કરૂણ શબ્દે સીતાજીએ પૂછ્યું:

'તમે શા કારણથી આટલા બધા વ્યાકુળ થાઓ છો? શા માટે તમે મૃત્યુની ઇચ્છા રાખો છો? તમે ઘણા જ ગભરાએલા જણાઓ છો. સહજ કારણ ને લીધે તમે આટલા બધા શોકાતુર થતા નથી. તમે તો અચળ ભ્રાતૃપ્રેમની રજ્જુથી બંધાયેલા છો. તમારો ભ્રાતૃ-પ્રેમ અપૂર્વ છે. આર્યપુત્રનું કંઇ અમંગળ તો થયું નથી? તેમનું કાંઇ અનિષ્ટ થયું હોય એમ જણાય છે. હવે હું સમજી શકું છું કે એ જ કારણથી કાલે સંધ્યાન્હે મ્હારૂં ચિત્ત વ્યાકુળ થયું હતું.

જે હોય તે સત્વર કહો. મ્હને જીવતદાન આપો. હવે મ્હારૂં કષ્ટ વૃદ્ધિ પામે છે. વિલંબ ના કરો. જે હોય તે કહો. હું તો એમ જ સમજું છું કે મ્હારૂં જ કાંઇ અનિષ્ટ થયું છે. જો એમ ના હોત તો આ સમયે તમે આટલા બધા વ્યાકુળ થાત નહિ.'

સીતાજીના હૃદયની વ્યાકુલતા જોઇ લક્ષ્મણનો શોકાગ્નિ સહસ્ત્ર ગણો ભભૂકી ઊઠયો. બન્ને નેત્રમાંથી અનર્ગલ અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. ગમે તેટલી નિષ્ઠુરતા હોવા છતાં અંતે કહ્યા વગર છુટકો નથી એમ જાણી લક્ષ્મણે બોલવાનો વારંવાર યત્ન કર્યો. પરંતુ નિષ્ઠુર વાક્ય મુખમાંથી નીકળતું જ ન હતું. એ સ્થિતિ જોઇ સીતાજી લક્ષ્મણનો હાથ ઝાલી વ્યાકુલ ચિત્તે કરૂણ સ્વરે વારંવાર આગ્રહ કરવા લાગ્યાં :

'વત્સ! હવે વિલંબ કરો નહિ. આર્યપુત્રે જે આજ્ઞા કરી હોય તે ગમે તેટલી નિષ્ઠુર હોય તો પણ સત્વર કહો. તમે જરા પણ સંકોચ કરો નહિ. હું તમને રજા આપું છું તમે નિઃસંકોચ ચિત્તે કહો. તમારા શબ્દો સાંભળી અને તમારી મુખાકૃતિ જોઇ સ્પષ્ટ જણાય છે કે મ્હારૂં અનિષ્ટ થયું છે. જે બન્યું હોય તે સત્વર કહો. હવે વિલંબ કરશો નહિઃ એક ક્ષણ પણ હું શંકાશીલ સ્થિતિમાં રહી શકીશ નહિ. જે હોય તે કહી મ્હારા પ્રાણનું રક્ષણ કરો. હું પૂછું છું કે આર્યપુત્રનું કાંઈ અનિષ્ટ તો થયું નથી? જો તેઓ કુશળ હોય તો મ્હારૂં ગમે તેટલું અમંગળ થાય તો તે હું સહન કરવા તત્પર છું. મ્હને જરા પણ ચિંતા થશે નહિ. તમને મ્હારા મસ્તકની પ્રતિજ્ઞા છે. તમને આર્યપુત્રની પ્રતિજ્ઞા છે. જો વિલંબ કરશો તો મને અધિક સમય જીવિત જોઇ શકશો નહિ. જો કષ્ટ આપીને મ્હારો જીવ લેવાની તમારી ઇચ્છા ન હોય તો સત્વર કહો. વિલંબ કરશો નહિ.'

સીતાજીની એવી સ્થિતિ જોઇ લક્ષ્મણે વિચાર કર્યો કે હવે વિલંબ કરવો ઉચિત નથી. ત્યારે તેણે અનેક પ્રયત્ન કરી ચિત્તને

સ્થિર રાખી અતિકષ્ટે શબ્દોચ્ચાર કર્યો. તેણે કહ્યું :

'આર્યે ! શું કહું ? કહેતાં મ્હારૂં હૃદય ચિરાઇ જાય છે. તમે એકલાં રાવણના મહાલયમાં નિવાસ કર્યો હતો. તે જ કારણથી પુરનિવાસીઓ અને સાધારણ જનસમાજ તમારા ચરિત્ર પ્રત્યે શંકા લાવી સર્વત્ર કલંક વાર્તા પ્રસારી રહ્યાં છે. આર્યપુત્રે તે કલંક વાર્તા સાંભળી છે તેથી તેમણે સ્નેહ, દયા અને મમતાશૂન્ય થઇ કલંક વિમોચન કરવા તમારો ત્યાગ કર્યો છે. મ્હને આજ્ઞા કરી છે કે તમને તપોવન દર્શન કરવાને બ્હાને લઇ જઇ વાલ્મીકિના આશ્રમમાં મુકી આવવાં. આ પેલો વાલ્મીકિનો આશ્રમ જણાય છે.'

એટલું કહી લક્ષ્મણ પૃથ્વી પર પડી ગયો. તેને મૂર્છા આવી ગઇ. સીતાજી પણ લક્ષ્મણના શબ્દો સાંતભળતાં જ સંજ્ઞાશૂન્ય થઇ તૂટેલા કદળી સ્થંભની પેઠે પૃથ્વી પર પડી ગયાં. થોડી વાર પછી લક્ષ્મણને ચેતન આવતાં તેણે સીતાજીને સચેત કરવાનો પ્રયત્ન કર્યો. જાનકી સચેત થતાં જ ઉન્મત્તની પેઠે સ્થિર નેત્રે લક્ષ્મણનું મુખ જોવા લાગ્યાં. લક્ષ્મણ અજ્ઞાની પેઠે જાણે પાષાણની મૂર્તિ હોય તેમ નીચું મસ્તક કરી આશ્રુપાત કરતો ઉભો રહ્યો. થોડી વાર પછી સીતાનાં નેત્રમાંથી પ્રબળ વેગે અશ્રુધારા વહન થવા લાગી. તેમણે ઉંડા નિઃશ્વાસ નાખવા માંડ્યા. સર્વ શરીર કમ્પવા લાગ્યું. એ જોઇ લક્ષ્મણે અતિશય વ્યાકુળ થઇ સીતાજીને બોધ આપવાનો પ્રયત્ન કર્યો. પરંતુ શું કહેવું તે તેને સમજાયું નહિ. તેથી તે વિહ્વળ થઇ માત્ર આંસુ વિસર્જન કરવા લાગ્યો.

કેટલોક સમય વીત્યા પછી સીતાજીએ હૃદય સ્થિર રાખી કહ્યું:

'લક્ષ્મણ ! કોને દોષ દેવો ? મ્હારા અદ્રષ્ટનો જ દોષ છે. તેમ ન હોય તો રાજાની કન્યા, રાજાની પત્ની અને રાજાની રાણી થયા પછી કોઇ સ્ત્રી મ્હારા જેવી હમેશાં દુઃખિત થઇ છે? હું તો સમજું છું કે જીવન પર્યંત દુઃખ ભોગવવા માટે જ મ્હારો નારી જન્મ થયો છે. વત્સ ! અંતે મ્હારી આવી સ્થિતિ થશે એ કોણ જાણતું

હતું ? ઘણા સમય પછી આર્યપુત્ર સાથે સમાગમ થયા પછી હું સમજી હતી કે હવે મ્હારા દુઃખનો અંત આવ્યો છે; પરંતુ વિધાતાએ મ્હારા ભાગ્યમાં સહસ્ત્ર ગણું દુઃખ લખી રાખ્યું છે તે હું સ્વપ્ને પણ જાણતી ન હતી. શું તમે એ જ કહેવાના હતા ?'

એટલું કહેતાં કહેતાં સીતાજીનો કંઠ રૂંધાઇ ગયો. કેટલીક વાર સુધી તેઓ બોલી શકયાં નહિ. અંતે ઊંડો નિઃશ્વાસ નાંખી તેમણે કહ્યું :

'વત્સ લક્ષ્મણ ! મ્હેં જન્મ જન્માંતરમાં કેટલાંયે મહાન્ પાપ કર્યાં હશે તે હું કહી શકતી નથી. જો તેમ ન હોત તો વિધાતા મ્હારા ભાગ્યમાં આટલું બધું કષ્ટ નિર્માણ કરત શા માટે ? એમાં વિધાતાનો પણ શો દોષ ? સર્વ મનુષ્યો પોતપોતાના કર્મનાં ફળ ભોગવે છે. મ્હેં પૂર્વ જન્મે જેવાં કર્મ કર્યાં હશે તેવાં ફળ મ્હારે આ જન્મે ભોગવવાં પડે છે. કદાચિત્ પૂર્વ જન્મે કોઇ પતિવ્રતા સ્ત્રીનો મ્હેં પતિવિયોગ કરાવ્યો હશે. એ મહાન્ પાપને લીધેજ મ્હારે આજે પતિવિરહદુઃખ ભોગવવું પડે છે. નહિ તો આર્યપુત્રનું હૃદય સ્નેહ, દયા અને મમતાપૂર્ણ છે. હું પણ પતિવ્રતા અને પવિત્રતા પૂર્વક વર્તન રાખું છું તે પણ તેઓ સારી પેઠે જાણે છે. તેમ છતાં તેઓ આ સમયે મ્હારો ત્યાગ કરે છે. તે માત્ર મ્હારા પૂર્વ જન્મના કર્મનું ફળ છે. વત્સ ! હું વનવાસ ભોગવવા માટે ભય પામતી નથી. આર્યપુત્ર સાથે મ્હેં લાંબો સમય પર્યંત વનવાસ ભોગવ્યો છે. તે સમયે એક ક્ષણને માટે પણ મ્હારા અંતઃકરણમાં કષ્ટ થયું નથી. આર્યપુત્ર સાથે સમસ્ત જીવન પર્યંત વનવાસ ભોગવવો પડે તો પણ મ્હને કિંચિત્ માત્ર કષ્ટ થાય એમ નથી. મ્હારા અંતઃકરણમાં માત્ર એટલું જ દુઃખ થાય છે કે આર્યપુત્રે કયા કારણથી મ્હારો ત્યાગ કર્યો છે ? મુનિ પત્નીઓ મ્હને પૂછશે ત્યારે હું શો ઉત્તર આપીશ ? તેઓ આર્યપુત્રને કરુણાસાગર સમજે છે. હું સત્ય કારણ કહીશ તો પણ તેઓ માનશે નહિ. તેઓ એમ જ સમજશે કે

મ્હેં કોઇ ઘોર અપરાધ કર્યો છે. તેથી જ તેમણે મ્હારો ત્યાગ કર્યો છે. વત્સ, જો હું ગર્ભિણી ન હોત તો અત્યારે તમારા સમક્ષ જ હું ગંગાજીમાં પ્રવેશ કરી મ્હારો પ્રાણ ત્યાગ કરત. હવે મ્હારે જીવતાં રહીને કામ પણ શું છે? આવી સ્થિતિમાં જીવતાં રહેવું ઉચિત છે! પતિવ્રતા સ્ત્રીએ તો પતિ દ્વારા અપમાન થતાં જ પ્રાણ ત્યાગ કરવા જોઇએ., મ્હને આશ્ચર્ય એ જ થાય છે કે આર્યપુત્રે મ્હારો ત્યાગ કર્યાના સમાચાર સાંભળવા છતાં હજી મ્હારા શરીરમાંથી પ્રાણ વિસર્જન કેમ થતા નથી? મ્હને લાગે છે કે મ્હારા કરતાં બીજી કોઈ સ્ત્રીના પ્રાણ કઠિન નહિ હોય; નહિ તો તે નિકળી ગયા વગર રહે જ નહિ. અથવા વિધાતાએ મ્હને હમેશાં દુઃખી કરવાનો સંકલ્પ કર્યો હશે. પ્રાણ ત્યાગ કરવાથી તેનો સંકલ્પ નિષ્ફળ થાય તેથી જ હજી હું જીવિત રહી છું.

આ પ્રમાણે આક્ષેપ અને વિલાપ કરતાં કરતાં સીતાજી ઊંડો નિશ્વાસ નાખી પૃથ્વી પર મૂર્છિત થઈ પડ્યાં. સીતાજીનો વિલાપ સાંભળી સુશીલ લક્ષ્મણ અતિ શોક અને કષ્ટે માત્ર અશ્રુવિસર્જન કરી રહ્યો હતો. તેણે મનમાં જ વિચાર્યું કે રામચંદ્રજીનું અદૃષ્ટ આવું અનર્થપૂર્ણ હોવું જોઇએ. નહિં તો માત્ર લોકાપવાદ સાંભળી અનુચિત કર્મ કરે જ નહિ. વિધિનો લેખ કોણ મટાડી શકે છે? લક્ષ્મણનું કલ્પાંત અને હૃદય શોકનો પાર ન હતો. તે મનમાં જ વિચારતો તો કે આવું દૃષ્ય જોવું અને આવું કૃત્ય કરવું તે કરતાં મ્હરા મૃત્યુ થયું હોત તો ઘણું સારૂં થાત. સીતાજીના પરિત્યાગની વાર્તા સાંભળી અનેક મનુષ્યો જેમ રામચંદ્રજીને ઠપકો આપશે તેમ મ્હને પણ નિષ્ઠુર સમજી નિંદા કરશે. જનસમાજવિરૂદ્ધ અને ધર્મવિરુદ્ધ બનાવ જોવા કરતાં મ્હારે માટે મૃત્યુ એ જ શ્રેષ્ઠ હતું. આર્યપુત્રની આજ્ઞા પ્રમાણે વર્તવામાં મ્હેં મહાન્ પાપ કર્મ કર્યું છે. મ્હારા જેવો મૂર્ખ અને પાષાણ હૃદયનો બીજો કોઇ નહિ હોય, નહિ તો આવું નિષ્ઠુર કર્મ કરવાનું હું સ્વીકારી લેત નહિ. આવી પતિવ્રતા, ધર્મા-

ચરણી પવિત્ર સ્ત્રીને મ્હેં શા માટે પતિદ્વારા ત્યાગ થવાની વાર્તા કહી સંભળાવી? આર્યપુત્રની આજ્ઞા ઉલંઘન કરી મ્હારે જીવન પર્યંત તેમની અવકૃપા સંપાદન કરવી પડી હોત તો સહસ્ત્ર ગણું શ્રેષ્ઠ હતું. ખરેખર, મ્હેં પાપકર્મ કર્યું છે. વિધાતા! શા કારણથી આવા નિર્દય કર્મનો ભાર મ્હારે શિરે નાખ્યો? ઓ કઠિન હૃદય! તું હજી પણ કેમ ચૂર્ણવિચૂર્ણ થઇ જતું નથી? ઓ કઠિન પ્રાણ! તમે હજી પણ શરીરમાંથી વિસર્જન થતા નથી? ઓ શોકાગ્નિપૂર્ણ શરીર! તું હજી પણ કેમ ભસ્મિભૂત થતું નથી! હું આર્યાની આવી અવસ્થા જોઇ શકતો નથી. અરે આર્યા! તમે આવા કઠિન હૃદયના હશો એવું હું સ્વપ્ને પણ જાણતો ન હતો. જો તમારા મનમાં એવુંજ હતું તો જાનકીના ઉદ્ધાર માટે તમે આટલો બધો પરિશ્રમ ઉઠાવ્યો શા માટે? રાવણ તેમનું હરણ કરી ગયા પછી ઉન્મત્ત અને શોકગ્રસ્ત થઇ હાહાકાર કરતા ફરવાનું શું કારણ હતું? તમે અંતે આવું કૃત્ય કરશો એવું સમજીને જ શું અમે લંકાના યુધ્ધમાં અનેક પ્રકારનાં દુઃસહ્ય કષ્ટો સહન કર્યાં છે? ગમે તેમ પણ તમારા જેવા નિર્દય અને નિષ્ઠુર આ જગત્‌માં બીજો કોઇ નથી.'

આ પ્રમાણે રામચંદ્રજી પર દોષારોપણ અને તેમનો તિરસ્કાર કરી લક્ષ્મણે શોકાતુર હૃદય શાંત કર્યું. તે પછી તેમણે સીતાજીને ચૈતન્ય આપે એવા ઉપાય કરવા માંડ્યા. સચેત થયા પછી સીતા થોડીવાર સ્તબ્ધ ચિત્તે વિચાર કરવા લાગ્યાં. તેમણે સ્નેહપૂર્વક લક્ષ્મણને કહ્યું:

'વત્સ! ધૈર્ય ધારણ કરો. હવે વિલાપ કે પશ્ચાતાપ કરશો નહિ. સર્વ કાંઇ અદ્રષ્ટને આધારે બન્યે જાય છે. મ્હારા અદ્રષ્ટમાં જે હતું તે બન્યું છે. તમે તે માટે શોક દુઃખ કરશો નહિ શોક સહન કરો. હૃદયને શાંત કરો. મ્હારા વિચાર છોડી દઇ તમે સત્વર આર્યપુત્ર સમક્ષ જાઓ. મ્હારો ત્યાગ કર્યા પછી તેમની સ્થિતિ

બહુ શોકજનક થઇ હશે એમાં સંદેહ નથી. તેમનો શોક નિવારણ થાય અને ચિત્ત શાંત થાય એવો પ્રયત્ન કરો. તમે તેમને કહેજો કે મ્હારો ત્યાગ કર્યો છે તેથી હૃદયમાં ક્લેશ કરશો નહિ. તેમણે જે કર્યું છે તે સદ્‌વિચારપૂર્વક જ કર્યું છે. પ્રાણ વિસર્જન થતાં સુધી પ્રજાનું મનરંજન કરવું એ જ રાજાનો ધર્મ છે. મ્હારો ત્યાગ કરી તેમણે રાજધર્મ પ્રતિપાલન કર્યો છે. હું તેમનું હૃદય સમજી શકું છું. તેમણે માત્ર લોકાપવાદના ભયથી આ કર્મ કર્યું છે. એમાં સંદેહ નથી. તેઓ શોક અને વિરહ ત્યાગ કરી શાંત ચિત્તે પ્રજાપાલન કરે એમ કહેજો. તેમના ચરણમાં મ્હારા અનેક પ્રણામ નિવેદન કરજો. લોકનિંદાના ભયથી હું અયોધ્યાથી દૂર થઇ છું પરંતુ તેમના હૃદયમાંથી હું કિંચિત્ પણ દૂર ના થાઉં એજ મ્હારી તેમને પ્રાર્થના છે. હું તપોવનમાં જઇ એ જ કારણ માટે તેમનું સ્મરણ કરતી તપશ્ચર્યા કરીશ. હું એ જ ઇશ્વર પ્રાર્થના કરીશ કે જન્માન્તરે પણ મ્હને એજ પતિદેવની પ્રાપ્તિ થાય. તેમને વિશેષ આગ્રહ સહિત કહેજો કે: 'પત્ની રૂપે મ્હારો ત્યાગ કર્યો છે પરંતુ મ્હને આપની સામાન્ય પ્રજા સમજજો. તેઓ સાગર સહિત પૃથ્વીના અધીશ્વર છે. હું જ્યાં નિવાસ કરીશ ત્યાં રાજ્યસત્તા પ્રવર્તતી હશે. તેથી હું તેમના અધિકાર બહાર નથી.'

એટલું બોલી અતિ શોકાતુર થઇ સીતાજીએ મૌન ધારણ કર્યું. થોડી વારે અત્યંત કરૂણ સ્વરે કહ્યું:

'વત્સ લક્ષ્મણ ! મ્હારા ભાગ્યમાં જે કાંઇ બન્યું છે તેને માટે મ્હને લેશમાત્ર કષ્ટ થતું નથી. માત્ર આર્યપુત્રને મ્હારૂં વિરહ દુ:ખ થાય એનો જ મ્હને વિચાર થાય છે. તેજ ચિંતાને લીધે જ હું અસ્વસ્થ થઇ રહી છું. તેમને મ્હારી વિનતિ વિનયપૂર્વક દર્શાવજો કે મ્હારો વિયોગ સહન કરે અને સ્વસ્થ થાય. મ્હારા કષ્ટની પરાકાષ્ટા થઇ છે એ સત્ય છે; પરંતુ તે માટે હું તેમને કિંચિત્ પણ દોષ દેતી નથી. મ્હારા ભાગ્યમાં જે લખ્યું હતું તે થયું છે. તે માટે તેઓ અંત:-

કરણને દુ:ખી ન કરે. વત્સ! તમને મ્હારો એટલો જ આગ્રહ છે કે તમે સર્વ સમયે તેમની સમક્ષ રહેજો. ક્ષણ પર્યંત પણ તમે તેમને એકલા રહેવા દેશો નહિ. તેમ તમે તેમનાથી દૂર રહેશો નહિ એકાંતમાં રહેવાથી તેમને વિયોગ દુ:ખનું સ્મરણ થશે. તેમની શરીર પ્રકૃતિ બગડશે. અને મ્હારે માટે અનેક વિચારમાં નિમગ્ન થશે. તેમનું સ્વાસ્થ્ય સારૂં હશે તો જ મ્હને સર્વ પ્રકારનું સુખ પ્રાપ્ત થયું સમજીશ. જે પ્રકારે તેઓ સુખી રહે તેવા અનેક યત્ન કરજો'

એટલું કહી લક્ષ્મણનો હાથ ઝાલી સીતાજીએ કહ્યું:

'વત્સ! કહો, મ્હેં જે કાંઇ કહ્યું છે તેમાં તમે ઉદાસીનતા રાખશો નહિ. હું તપોવનમાં રહીને જનસમાજને મુખે સાંભળીશ કે આર્યપુત્ર કુશળ છે. ત્યારે જ મ્હારાં સર્વ દુ:ખ દૂર થશે.'

એ શબ્દો બોલતાં સીતાજીના નેત્રમાંથી અવિરત ધારાએ અશ્રુ નીકળવા લાગ્યાં. તેમના મુખમાં સમ્પૂર્ણ પતિપરાયણતાનાં વચનો સાંભળી લક્ષ્મણનો શોકસાગર ઉછળી ગયો. નેત્રનાં અશ્રુથી તેનું વક્ષસ્થળ ભિંજાઇ ગયું. સીતાજીએ લક્ષ્મણને સાન્વત આપતાં કહ્યું:

'વત્સ લક્ષ્મણ! શોક શાંત કરી તમે સત્વર આર્યપુત્ર પાસે જાઓ. હવે વિલંબ કરશો નહિ.'

વારંવાર એ શબ્દો બોલતાં લક્ષ્મણને વિદાય કરવા સીતાજીએ પ્રયત્ન કર્યો. લક્ષ્મણ પ્રણામ પૂર્વક સીતાજીની પ્રદક્ષિણા કરી બે હાથ જોડી તેઓ તેમના સમક્ષ ઉભા રહ્યા. અશ્રુપૂર્ણ નેત્રે તેમણે કહ્યું:

'આર્યે! તમે પ્રથમથી જ જોતાં આવો છો કે હું આર્ય પુત્રનો આજ્ઞાધારક સેવક છું. તેઓ જે સમયે જે આજ્ઞા કરે છે તે તત્ક્ષણે પ્રતિ પાલન કરૂં છું. પ્રાણની દરકાર કર્યા સિવાય જ્યેષ્ઠ બંધુની આજ્ઞા પાલન કરવી એ જ કનિષ્ઠ બંધુઓનો ધર્મ છે. હું એ કનિષ્ઠબંધુધર્મ અનુસાર આર્યપુત્રની દુ:સહ આજ્ઞા પ્રતિપાલન

કરવા આવ્યો છું. મ્હેં પાષણ હૃદયનું કાર્ય કરવાનો ભાર ગ્રહણ કર્યો હતો તે પરિપૂર્ણ કર્યું છે. મ્હારી પ્રાર્થના એજ છે કે: આપનો મ્હારા પર જે અપૂર્વ સ્નેહ અને વાત્સલ્ય ભાવ છે તે ઓછો થાય નહિ. આર્યપુત્રની આજ્ઞાનુસાર મ્હેં જે નિષ્ઠુર કર્મ કરી જે અપરાધ કર્યો છે તે કૃપા કરી ક્ષમા કરશો.'

લક્ષ્મણને પશ્ચાત્તાપ કરતો જોઇ સીતાજીએ કહ્યું:

'વત્સ! તમારો અપરાધ શો? તમે વિના કારણ શા માટે આટલું બધું કષ્ટ કરો છો? શા માટે આટલો બધો પશ્ચાત્તાપ કરો છો? તમારા પર ક્રોધ અથવા અસંતુષ્ટ થવાની વાત દૂર રહેવા દો, હું તો મન, વાણી અને કાર્યથી પ્રભુ પ્રાર્થના કરૂં છું કે જન્મોજન્મ તમારા જેવોજ દિયર મળે. તમે ચિરંજીવી થાઓ. તમે અયોધ્યા જઇને આર્યપુત્રના ચરણમાં મ્હારા પ્રણામ નિવેદન કરજો. ભરત, શત્રુઘ્ન અને મ્હારી ભગનીઓને સ્નેહપૂર્વક મ્હારા પ્રણામ કહેજો. સર્વ સાસુજી દેવીઓ ભગવાન ઋષ્યશૃંગના આશ્રમમાંથી પાછાં આવે ત્યારે તેમને મ્હારા સાષ્ટાંગ પ્રણામ કહેજો. વત્સ! તમને એક વાત કહી દઉં છું. હું હંમેશાં દુઃખી છું. મ્હારા ભાગ્યમાં સુખ લખ્યું નથી. અત્યારે મ્હારી જે સ્થિતિ થઇ છે તેથી મ્હને દુઃખ થતું નથી. મ્હારી દેરાણીઓને તમે સાન્ત્વન આપજો કે જેથી તેમને કષ્ટ થાય નહિ. તેમને હું મ્હારી સગી બ્હેનો જેવી જાણું છું. મ્હારા વિયોગથી તેમને અતિ કષ્ટ થશે. મ્હારો વિયોગ તેમનાથી સહન થશે નહિ. તેમનું વિરહ–દુઃખ દૂર કરવા તમે ત્રણે બંધુઓ સતત્ પ્રયત્ન કરજો. તેઓ સુખી થશે તો મ્હારાં અનેક દુઃખ નિવારણ થશે. તેમને કહેજો કે હું મ્હારા પ્રારબ્ધાનુસાર કર્મફળ ભોગવું છું. મ્હારે માટે શોકમગ્ન થઇ કલેશ કરવાની આવશ્યકતા નથી.'

સીતાજીએ સ્નેહપૂર્વક વારંવાર આશિર્વાદ આપી લક્ષ્મણને વિદાય કરવા યત્ન કર્યો. લક્ષ્મણે અશ્રુપૂર્ણ નેત્રે ગદ્ગદ્ કંઠે કહ્યું:

'આર્યે ! મ્હારો અપરાધ ક્ષમા કરજો.'

બે હાથ જોડી પુનઃ પ્રણામ અને પ્રદક્ષિણા કરી લક્ષ્મણે નૌકામાં બેસી પ્રયાણ કર્યું. સીતાએ અનિમિષ નેત્રે લક્ષ્મણ સામું જોયા કર્યું. ક્ષણવારમાં નૌકા ભાગીરથીના પેલે કિનારે ચાલી ગઇ. લક્ષ્મણ કિનારે ઉતરી સીતાજીને જોઇ અશ્રુપાત કરવા લાગ્યો. અંતે તે સારથીની સાથે રથમાં બેઠો. રથ ચાલવા લાગ્યો. જ્યાં સુધી દ્રષ્ટિ પહોંચી ત્યાં સુધી લક્ષ્મણે સીતાજીના સામું જોયા કર્યું. સીતાજી પણ તેના રથ સ્હામું જોઇ રહ્યાં હતાં. રથ ધીમે ધીમે બહુ દૂર નિકળી ગયો. સીતાજીનાં દર્શન બંધ થયાં ત્યારે લક્ષ્મણ મસ્તક પર હાથ ઠોકી અશ્રુપાત કરવા લાગ્યો. સીતાજી પણ લક્ષ્મણનો રથ દેખાતો બંધ થયો એટલે ન્હાની બાલિકાની પેઠે રૂદન કરવા લાગ્યાં.

સીતાજીના રડવાનો અવાજ સાંભળી, નજીક ઋષિ આશ્રમમાં નિવાસ કરતા ઋષિકુમારો ત્યાં આવી પહોંચ્યા. તેમણે જોયું કે એક સુકોમળ સર્વાંગ સુંદર યુવતી ત્યાં ઉભી ઉભી અશ્રુપાત કરી રહી. મસ્તક પર હાથ પછાડતી અતિશય વિલાપ અને પરિતાપ કરી રહી છે. એ જોઇ તેમના કોમળ હૃદયમાં અતિ કરુણા ઉત્પન્ન થઇ. તેમણે ઉતાવળે પગલે ઋષિ વાલ્મિકિ સમીપ જઇ વિનય પુર્વક એમને નિવેદન કર્યું કેઃ

'ભગવન્! અમે ફળ, પુષ્પ કુશ અને સમિધ એકત્ર કરવા માટે ભાગીરથીના કિનારા તરફ વન વિભાગમાં ભ્રમણ કરતા હતા. અકસ્માત્ કોઇ સ્ત્રીનો આર્તનાદ સાંભળી આમતેમ શોધ કરતાં જોયું કે એક અલૌકિક રૂપસમ્પન્ન લાવણ્યવતી રમણી, નિરાધાર અનાથની પેઠે, ઉચ્ચ સ્વરે કલ્પાંત કરી રહી છે. તેને જોતાં અમને એવું જ જણાયું કે જાણે સાક્ષાત્ લક્ષ્મી દેવી પૃથ્વી પર ઉતરી આવી છે; તે કોણ છે અને શા માટે રૂદન કરે છે તે અમે સમજી શક્યા નથી. પરંતુ તેમનું કરૂણાજનક રૂદન અને વિલાપ સાંભળી અમારૂં હૃદય ચિરાઇ જાય છે. અમે

સહસા તેને કાંઇ પણ પ્રશ્ન કરી શક્યા નહિ. ક્ષણનો વિલંબ કર્યા વગર અમે આપને સમાચાર નિવેદન કરવા આવ્યા છીએ. આપને જેમ યોગ્ય લાગે તેમ કરશો.'

મહર્ષિ વાલ્મીકીએ ઋષિકુમારોને મુખેથી જે વૃત્તાન્ત સાંભળ્યું તેથી તુરતજ તેઓ ભાગીરથીને કિનારે ઉપસ્થિત થયા. તેમણે સીતાજીના સ્હામું જઈ શાંત ચિત્તે મધુર શબ્દોચ્ચાર કરતાં કહ્યું :

'વત્સ! વિલાપ ત્યાગ કર. તમે મ્હારા તપોવનમાં શા માટે આવ્યાં છો તે મ્હેં પ્રથમથી જ જાણી લીધું છે. તમે મિથિલાપતિ રાજા જનકની પુત્રી છો, કૌશલાધિપતિ મહારાજ દશરથનાં પુત્રવધૂ છો અને રાજાધિરાજ રામચંદ્રજીનાં ધર્મપત્ની રાજરાણી છો. રામચંદ્રજીએ નિરર્થક લોકાપવાદ સાંભળી ચલિત ચિત્તના થઇ, સત્અસતનો વિચાર કર્યા વગર જ તમારા જેવી નિરાપરાધી પતિવ્રતા પત્નીનો ત્યાગ કર્યો છે. કોઇ પ્રકારની ચિંતા કરશો નહિં. શાંત થાઓ. શાંત થાઓ.'

ઋષિજીના શાંતિ અને ધૈર્યસૂચક શબ્દો સાંભળી સીતાજીએ નેત્રનાં આંસુ લુછી નાંખ્યા. પોતાની સ્હામે ઉભેલા સૌમ્ય મૂર્તિ ઋષિરાજનાં દર્શન કરી તેમનાં ચરણમાં વંદન કર્યું. વાલ્મીકિજીએ બે હાથ ઉંચા કરી આશિષ વચન કહ્યું :

'વત્સ! રઘુકુલતિલક પુત્ર પ્રાપ્ત થાઓ.' એમ કહી પુનઃ તેઓ બોલ્યા કે :

'વત્સ! હવે અહીં ઉભા રહેવાનું પ્રયોજન નથી. તમે મ્હારા આશ્રમમાં પધારો. મ્હારી કન્યાની પેઠે તમારૂં સંરક્ષણ અને પોષણ કરીશ. મ્હારા આશ્રમમાં નિવાસ કરવાથી તમને કોઇ પ્રકારનો કલેશ કે કષ્ટ થશે નહિ. જનસમાજ નિવાસી લોકો વન જંગલનું નામ સાંભળી ભય પામે છે. પરંતુ તપોવનમાં ભયનો કોઇ સંભવજ નથી. અમારા તપના પ્રભાવથી હિંસક વન પશુઓ પોતાની જન્મસિદ્ધ હિંસકવૃત્તિનો ત્યાગ કરે છે. અને તેઓ પરસ્પર પરમ

સ્નેહી મિત્રો હોય તેમ સર્વત્ર વિચરણ કરે છે થોડા સમય નિવાસ કરવાથી તપોવનનો એ મહિમા તમારા જાણવામાં આવશે અને તમારૂં ચિત્ત શાન્ત સ્થિર થશે. તમારે પ્રસવનો સમય નજીક આવેલો જણાય છે. પ્રસવ થયા પછી સર્વ પ્રકારની સંસારવિધિ કરવામાં આવશે. તેમાં કોઇ પ્રકારની ઉણપ રહેશે નહિ. તમારા સમાન વયની મુનિકન્યાઓ તમારી બ્હેનપણી થશે. તેમના સહવાસથી તમને અલૌકિક આનંદ પ્રાપ્ત થશે. વળી તમારા પિતા મ્હારા પરમ સ્નેહી મિત્ર છે. તેથી મ્હારા તપોનવમાં રહેવાથી તમને પિતાને ઘેર રહેવા જેટલું સર્વ પ્રકારનું સુખ મળશે. હું મ્હારી પુત્રી સમજી તમારૂં રક્ષણ–પોષણ કરીશ. માટે વત્સ ! હવે વિલંબ નહિ કરતાં મ્હારી સાથે આવો.'

મહાર્ષિ વાલ્મીકિએ સીતાજીને પોતાની સાથે લઇ તપોવનમાં પ્રવેશ કર્યો. અને મુનિકન્યાઓને સર્વ વૃતાન્ત કહી સંભળાવી સીતાજીની સેવા સુશ્રૂપા કરવાનો ભાર તેમને સોંપ્યો. સીતાજીના સમાગમનો લાભ થવાથી મુનિ કન્યાઓને પણ પરમ આનંદ થયો. તેઓ તેમને ભગિની સમજી પ્રેમપૂર્વક વર્તવા લાગી. અને તેમનું ચિત્ત શાંત કરવા અનેક યત્ન કરવા લાગી.

### પ્રકરણ ૫ મું

## શોકાતુર રામ

સીતાજીને વનવાસ મોકલ્યા પછી રામચંદ્રજીની સ્થિતિ અતિશય શોકમગ્ન થઇ. તેમના હૃદયમાં પત્નીવિરહાગ્નિ પ્રકટ થયો. તેમણે આહાર, વિહાર, અને સર્વ પ્રકારનું રાજકાર્ય વગેરે સર્વ પરિત્યાગ કર્યો, કોઇ પણ મનુષ્ય પ્રવેશ ન કરે એવા એકાંત ભવનમાં નિવાસ કરવા લાગ્યા. તેઓ

સીતાજીને પરમ પવિત્ર, પતિપરાયણ અને સદ્ધર્માચારિણી સમજતા હતા, તેમજ જગતમાં જેટલા પ્રિય પદાર્થો હોય છે તે સર્વ કરતાં તેમના પર અધિક પ્રેમ રાખતા. સત્ય કહીએ તો બન્ને એક મન અને એક પ્રાણ હતાં. સીતાજી સાધુવૃત્તિનાં અને સરલ અંતઃકરણના હતા. રામચંદ્રજી પણ તેમના જેવા જ સચ્ચારિત્રશીલ અને સર્વ પ્રકારે તેમને યોગ્ય જ હતા. સીતાજી જેમ પ્રતિપ્રાણા પતિહિતૈષી અને પતિના સુખમાં સુખ માનતાં હતાં તે જ પ્રમાણે રામચંદ્રજી પણ એક પત્નીવ્રતધારી સીતાજીને પોતાનો જીવનપ્રાણ અને સીતાજીની જ આકાંક્ષા રાખી તેમના સુખે સુખી હતા. રાજ-મહાલયમાં રાજવૈભવ ભોગવતા હોવા છતાં વનવાસમાં નિવાસ સમયે પતિ પત્ની એક બીજાની સાથે રહેવાથી રાજમહાલય કરતાં અધિક સુખોપ ભોગ સમજી સમય નિર્ગમન કરતાં હતાં. વનવાસમાંથી પાછા ફર્યા પછી તેમનો પ્રેમ વારંવાર સેંકડો ગણો ગાઢ થયો હતો. બન્ને એક બીજાને એક ક્ષણ પર્યંત નેત્રથી દૂર કરી શકતાં નહિ. કેવળ લોકા-પવાદને લીધે જ નિરુપાયે રામચંદ્રજીએ સીતાજીને અયોધ્યાથી દૂર વનવાસમાં મોકલ્યાં હતાં. તેથી સીતાજીનો વિરહશોક તેમને અસહ્ય થઇ પડયો હતો.

તેમના અંતઃકરણમાં થતા કષ્ટની સીમા ન હતી. 'મ્હેં શા માટે રાજવંશમાં જન્મ ગ્રહણ કર્યો છે. હું શા માટે વનવાસમાંથી પાછો આવ્યો ? શા માટે મ્હેં પુનઃ રાજ્યકાર્ય-ભાર ગ્રહણ કર્યો ? શા માટે મ્હેં દુર્મુખને ગુપ્ત અને નગરચર્ચા જેવા અને મ્હને જનતાનો અભિપ્રાય જણાવવા નિમ્યો ? શા માટે લક્ષ્મણનાં ઉપદેશવચનો સાંભળ્યાં નહિ ? શા માટે મ્હેં અતિ નિષ્ઠુર નિર્દયની પેઠે સીતાને વનવાસમાં મોકલ્યાં ? શા માટે મ્હારો રાજ્યભાર પરિત્યાગ કરી હું સીતાજીની સાથે વનવાસ ન ગયો ? હવે હું કયે પ્રકારે મનને શિખામણ આપું ? હવે હું શી રીતે મ્હારૂં જીવન ધારણ કરી શકીશ ? પ્રિયાને વનવાસ મોકલવા કરતાં

મ્હેં જ આત્મઘાત કર્યો હોત તો તે સહસ્ત્રગણું શ્રેષ્ઠ હતું-'

આ પ્રમાણે તેઓ અનેક પ્રકારનો વિલાપ અને પશ્ચાત્તાપ કરવા લાગ્યા. અંતઃકરણમાં નિરન્તર શોકાગ્નિ પ્રજ્વલિત હોવાથી તેમનું શરીર અર્ધું સુકાઇ ગયું હતું. મુખ મ્લાન થયું હતું. પૂર્વના રામચંદ્રજી આ વખતે તે રામચંદ્રજી રહ્યા ન હતા!

ત્રીજે દિવસે મધ્યાન્હ સમયે અતિ દીનહીન વદને લક્ષ્મણે અયોધ્યામાં પ્રવેશ કર્યો. અને તુરત જ તેમણે પ્રથમ રામચંદ્રજીના નિવાસ ભવનમાં પ્રવેશ કરી બે હાથ જોડી તેમના સામે ઉભા રહ્યા. તેમના નેત્રમાંથી અવિચ્છિન્ન અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. ગદ્દગદ્દ કંઠે બોલ્યાઃ

'આર્ય! દુષ્ટ લક્ષ્મણે આપની આજ્ઞાનું પાલન કર્યું છે.'

લક્ષ્મણને જોતાં જ અને તેમના મુખના શબ્દ સાંભળતાં જ રામચંદ્રજી 'હા, પ્રિયે!' એટલું કહેતાં જ મૂર્ચ્છાવશ થઇ પૃથ્વી પર ઢળી પડ્યા. એ જોઇ લક્ષ્મણને પણ અતિ મનઃકષ્ટ થયું. બહુ પ્રયત્ને રામચંદ્રજીને ચૈતન્ય આવ્યું! તેમણે શુન્ય નેત્રે લક્ષ્મણના સ્હામું જોયા કર્યું. તેમના મુખ માંથી ઊંડા નિશ્વાસ નિકળવા લાગ્યા. છાતીમાં ગભરામણ થવા લાગી. પ્રિયતમા સીતાજીની નિઃસહાય નિરાધાર સ્થિતિનો વિચાર થતાંજ તેમનાં નેત્ર અશ્રુજળથી ભરાઈ જતાં. અન્તે ધૈર્ય ધારણ કરી પૂછ્યું:

'બંધુ લક્ષ્મણ! તમે જાનકીને ક્યાં મૂકી આવ્યા? તેમના વિરહમાં હું કેવી રીતે જીવન ધારણ કરી શકીશ? હવે મ્હારાથી કષ્ટ સહન થતું નથી.'

એમ કહી તેઓ લક્ષ્મણજીને ગળે બાઝી ઉચ્ચ સ્વરે રૂદન કરવા લાગ્યા. લક્ષ્મણજીના નેત્રમાંથી પણ અનર્ગળ અશ્રુપાત થવા લાગ્યો. બન્ને બંધુ ખૂબ કલ્પાંત કરવા લાગ્યા. લક્ષ્મણ શોકાવેગ શાંત કરી રામચંદ્રજીને ધૈર્ય આપવા લાગ્યા. શાંત ચિત્ત થયા પછી રામચંદ્રજીએ લક્ષ્મણને મુખેથી સીતાજીની વિરહવ્યથાનું સવિસ્તૃત

વર્ણન સાંભળ્યું. સીતાજીએ ભાગીરથીને કિનારેથી પતિદેવને જે પ્રાર્થના કરી હતી તે સર્વ વૃત્તાન્ત સાંભળ્યું. લક્ષ્મણજીના મુખમાંથી નિકળતું વિલાપવૃત્તાન્ત અને વિનયનમ્ર પ્રાર્થના સાંભળતાં રામચંદ્રજીના નેત્રમાંથી અશ્રુપ્રવાહ વહન થતો હતો. તેથી તેમનું વક્ષસ્થળ ભિંજાઇ ગયું હતું. તેમની જીહ્વા સ્તબ્ધ થઇ ગઇ હતી. પ્રથમથી અંત સુધી જે કાંઇ બન્યું હતું તે સર્વ તેમના સ્મરણપટ પર ઉદય થવાથી દુસહ્ય શોક-તાપ સહન કરી શક્યા નહિઃ તેઓ પુનઃ મુર્છિત થઇ ગયા.

લક્ષ્મણે પુનઃ રામચંદ્રજીને વાયુ ઢોળી સચેતન કર્યા. તે મનમાં જ વિચાર કરવા લાગ્યા કેઃ 'આર્ય જે દુસ્તર શોકસાગરમાં નિમગ્ન થયા છે તે જોતાં આ જન્મમાં તેઓ પુનઃ સ્વસ્થ ચિત્ત થઇ શકે તેમ નથી. તેમનો શોકશાંત કરવાનો કોઇ ઉપાય જણાતો નથી. ગમે તેમ હો પણ તેમને સાન્ત્વન આપવાનો યત્ન કરવાની આવસ્યકતા છે.'

વિનયપૂર્વક પ્રશ્ન ભરેલા શબ્દે તેમણે કહ્યું :

'આર્ય! આ પ્રમાણે શોકમોહગ્રસ્ત થવું એ સંસારી જનોને ઉચિત છે. આપ તો સર્વ સમજો છે. જે વિધિના લેખ હતા તે બન્યું છે; નહિ તો આપ વિનાકારણે તેમજ સામાન્ય કારણે સીતાજીનો ત્યાગ કરશો એવું કોણ જાણતું હતું? વિચાર કરી જુઓ! સંસારમાં કોઇ બનાવ હમેશાં અચળ રહેતો નથી. જેની વૃદ્ધિ થાય છે તેનો ક્ષય પણ થાય છે. જેની ઉન્નતિ થાય છે તેનું પતન પણ નિશ્ચિત છે. જેનો સંયોગ થાય છે તેનો વિયોગ થવો શકય છે. પ્રકૃતિનો એ સાંસારિક નિયમ કોણ ઉલ્લંઘન કરી શકે છે? પ્રકૃતિનો નિયમ તો અચળ અને અટલ છે. એ નિયમથી વિપરિત કાંઇ થાય છે ખરૂં? સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, જળ, વૃક્ષ વગેરેની ઉન્નતિઅવનતિ, ઉદયાઅસ્ત, ઉત્થાનપતન થયાં જ કરે છે. આમ એ સર્વનો વિચાર કરી જુઓ આપ વિદ્વાન

અને બુદ્ધિમાન છો, શાસ્ત્રના જ્ઞાતા છો. આપને ઉચિત છે કે શોકને સમાવો અને શાંત ચિત્ત થાઓ. આપે જનસમાજના હિતને માટે રાજ્યકાર્યભાર ગ્રહણ કર્યો છે. તેથી આપને આ પ્રમાણે શોકવિરહ કરતા એકાંતમાં બેસી રહેવું ઉચિત નથી. પ્રિયનો વિયોગ અને અપ્રિયનો સંયોગ એ જ શોકનું કારણ છે. એમાં સંદેહ નથી. પરંતુ આપના જેવા ધર્મનીતિપરાયણ મહા પુરુષે આટલો બધો શોક કરવો યોગ્ય નથી. અજ્ઞાન પુરૂષને જ શોક મોહ સહન કરવો દુસહ્ય થાય છે. માટે ધૈર્ય ધારણ કરો અને અંતઃકરણમાંથી શોકને દુર કરી રાજ્યકાર્યમાં ચિત્ત પરોવો. આપે એમ પણ વિચાર કરવો જોઇએ કે પ્રજાનું મનરંજન કરવા અને તેમનો પ્રેમ સંપાદન કરવા માટે જ આર્યાનો ત્યાગ કર્યો છે. આર્યાને રાજમહાલયમાં રાખવાથી પ્રજા આપના પર ગુસ્સે થશે એ ભયને લીધે જ આપે તેમને વનવાસ આપ્યો છે. ત્યારે શોકાતુર બેસી રહેવાથી લોકનું શંકા નિવારણ થશે શી રીતે? જે દોષના નિવારણ માટે એ નિષ્ઠુર કાર્ય કર્યું છે તે દોષ પૂર્વવત્ પ્રબળ થઇ રહે છે. આર્યાનો ત્યાગ કર્યાનું કોઈ પરિણામ જણાતું નથી. વળી વિચાર કરો કે આપ જેટલા દિવસ શોકાતુર રહેશો તેટલા દિવસ આપનાથી કોઇ પ્રકારનું રાજકાર્ય થઇ શકશે નહિ. પ્રજાપાલનના કાર્યમાં ચિત્ત નહિ રાખવાથી રાજધર્મ પ્રતિપાલન કરી શકાશે નહિં. માટે જ સર્વ વિષયોનો પૂરતો વિચાર કરી ધૈર્ય ધારણ કરો. અધિક શોક અને મનઃતાપ કોઇ પ્રકારે કલ્યાણકારક નથી. ભૂતકાળના બનાવોનું સ્મરણ કરી સમય વ્યતીત કરવો યોગ્ય જણાતું નથી.'

રામચંદ્રજી મૌન ધારણ કરી લક્ષ્મણનાં બોધવચનો સાંભળી રહ્યા હતા. તેમણે સ્નેહપૂર્વક ઉત્તર દીધો :

'વત્સ! તમારાં ઉપદેશ વચનો સાંભળી મ્હને જ્ઞાન થયું છે. તમે સત્ય કહો છો. મ્હેં જે કારણને લીધે જાનકીને વનવાસ મોકલી

રાક્ષસના જેવું નિર્દય કૃત્ય કર્યું છે તેને માટે જ હું શોક કરતો એકાંતમાં નિવાસ કરૂં તો મ્હારો ઉદ્દેશ નિષ્ફળ જાય. શોકનો ધર્મ એજ છે કે તેને વશ થવાથી તે ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો જાય છે. શોકમગ્ન રહેનાર મનુષ્ય ઇષ્ટપ્રાપ્તિ કરી શકતો નથી. કર્તવ્ય કર્મ નહિં કરવાથી ધર્મ માર્ગમાં અનેક વિઘ્નો ઉપસ્થિત થાય છે. તેથી આ ક્ષણથી જ હું શોકનો ત્યાગ કરીશ અને પુનઃ એ પ્રકારનો શોક નહિં કરવાની પ્રતિજ્ઞા કરૂં છું. પ્રજાજનો હવે પછી મ્હને શોકગ્રસ્ત જોઇ શકશે નહિં. અમાત્ય વગેરે રાજ કર્મચારીઓને કહેજો કે: આવતી કાલથી હું રાજકાર્ય નિત્ય નિયમિત્ત કરતો રહીશ. સર્વ કાર્ય યોગ્ય સમયે તૈયાર કરી કાર્યાલયમાં ઉપસ્થિત થાય.'

એટલું કહી રામચંદ્રજી નીચે મસ્તક થોડીવાર વિચાર કરવા લાગ્યા. ત્યાર પછી અશ્રુપૂર્ણ નેત્રે કહેવા લાગ્યા.

'હાય! રાજ્ય કરવું એ કેવું અસુખ અને વિપત્તિનો વિષય છે! મનુષ્યો સુખોઉપભોગ કરવા માટે જ રાજ્ય પ્રાપ્તિની વાસના રાખે છે! કાંઈ સમજી શકાતું નથી. રાજ્યભાર ગ્રહણ કર્યા પછી મ્હારે સર્વ સુખને જીવનપર્યંતને માટે તિલાંજલિ આપવી પડે છે. એટલુંજ નહિ પણ મ્હેં નિર્દય થઈ, વિના અપરાધે પ્રાણપ્રિયાને વનવાસ આપ્યો. હવે તેને માટે અશ્રુપાત કરવો એ યોગ્ય નથી. રાજ્ય મેળવવાનું એ ફળ મળ્યુ છે કે? દયા, મમતા અને માનવતા સુદ્ધાં મ્હારે ગુમાવવું પડ્યાં છે અને હવે જનસમાજ મ્હને નિર્દય રાક્ષસ અને મૂર્ખ કહી મ્હારા પર કલંક ચઢાવશે.'

આ પ્રમાણે વિચાર કર્યા પછી રામચંદ્રજીએ લક્ષ્મણને વિદાય કર્યા. તેમણે ધૈર્ય ધારણ કર્યું. શોકનો આવેગ સમાવી બીજે દિવસે પ્રાતઃકાલથી નિયમપૂર્વક રાજ્યકાર્યભાર સંભાળવાનું શરૂ કર્યું. આ પ્રમાણે એમણે રાજ્યકાર્યભારમાં મન પરોવ્યું ખરૂં અને જનતા તેમનો બાહ્ય કાર્યભાર જોઇ કહેવા લાગી કે; 'રામચંદ્રજી અતિબુદ્ધિમાન અને ધૈર્યશીલ છે. તેમણે અસહ્ય શોક શાંત

કર્યો છે.' પરંતુ તેમનું અંતઃકરણ નિરંતર અસહ્ય શોકાગ્નિથી દગ્ધ થતું હતું. 'તદ્દન નિરપરાધી પત્નીને વનવાસમાં મોકલી છે.' શોક અને મોહ, વિષવત્ શૈલ્યની પેઠે તેમને સતત્ મનોવેદના કરવા લાગ્યો. માત્ર પ્રજાના ભયથી જ તેમણે જાનકીને વનવાસ મોકલ્યાં હતાં. તેમજ પ્રજાજનના ભયથી જ તેઓ બાહ્ય શોક સમાવી દઇ રાજ્ય કાર્યભાર કરતા હતા. જ્યાં સુધી તેઓ રાજ્યાસન પર બેસી, ધર્મની સાક્ષાત મૂર્તિ હોય તેમ સ્થિર ચિત્તે રાજ્યકાર્ય કરતા હતા ત્યારે તેમને જોતાં જ પ્રજાજન કહેતાં કે પૃથ્વીમાં તેમના જેવો ધૈર્યશાલી કોઇ બીજો પુરુષ જ નથી. પરંતુ રાજ્યકાર્યથી નિવૃત્ત થઇ વિશ્રામભવનમાં પ્રવેશ કરતાં જ તેઓ અતિશય શોક-મગ્ન થઇ જતા. લક્ષ્મણ સર્વદા તેમની સમક્ષ હાજર રહી સાન્ત્વન આપવા પ્રયત્ન કરતા હતા. પરંતુ લક્ષ્મણનાં બોધવચનો સાંભળી તેમનો શોકસાગર પ્રબળ વેગે ઉછળી રહેતો. તે સમયે માત્ર હાહાકાર, અશ્રુપાત, આત્મતિરસ્કાર, અને સીતાજીના ગુણવર્તન કરીને વિશ્રાંતિનો સમય વ્યતીત કરતા. સીતાજીનો વિયોગ વિરહ તેમને દુસહ્ય થવાથી તેઓ દિનપ્રતિદિન દુર્બળ, મલિન અને કૃશ થવા લાગ્યા. કોઇ પણ કાર્યમાં તેમને ઉત્સાહ રહેતો નહિ. માત્ર પ્રજાકાર્ય સિવાય બીજા કોઇ પણ વિષયમાં તેમની પ્રવૃત્તિ કે ઉત્સાહ જણાતો નહિ.

કેટલાક દિવસ પછી તપોવનમાં સીતાજીએ બે કોમળ સુંદર રાજકુમારને જન્મ આપ્યો. મહર્ષિ વાલ્મિકિએ બાળકોના સર્વ પ્રકારના જાતકર્માદિ સંસ્કાર કરી જ્યેષ્ઠ કુમારનું નામ કુશ અને કનિષ્ટનું નામ લવ રાખ્યું. સીતાજીને પુત્ર જન્મ થવાથી મુનિકન્યાઓ અતિ હર્ષ પામી. સમસ્ત આશ્રમમાં અતિ આનંદ કોલાહલ થયો. અસહ્ય પ્રસવવેદનાને લીધે સીતાજી થોડો વખત અચેતન થયાં હતાં. તેમને ચૈતન્ય આવ્યું ત્યારે મુનિકન્યાઓ આનંદ પામતી પ્રેમપૂર્ણ સ્વરે કહેવા લાગી:

'જાનકી! આજે અતિ આનંદનો દિવસ છે. સદ્દભાગ્યે આજે તમે બે સુંદર પુત્રોને જન્મ આપ્યો છે.'

એ સાંભળતાં જ સીતાજીને અતિ આનંદ થયો. તેમનું મુખ પ્રફુલ્લિત થયું. તે આનંદસાગરમાં નિમગ્ન થયાં. પરંતુ થોડી વારમાં જ પતિવિરહનો શોક તેમના હૃદયમાં ઉત્પન્ન થયો. તેમના નેત્રમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. એ જોઇ મુનિ કન્યાઓએ સ્નેહભરિત હાસ્યવદને પૂછ્યું:

'જાનકિ! આવા આનંદ સમયે શા માટે શોક કરો છો?'

સીતાજીનું હૃદય આળું હતું. તેથી કેટલોક સમય તે ઉત્તર આપી શક્યાં નહિ. મુનિકન્યાઓ વારંવાર પ્રશ્ન કરવા લાગી ત્યારે તેમણે શોકાગ્નિ સમાવી ઉત્તર દીધો.

'પ્રિય બ્હેનો! શું તમે જાણતાં નથી કે આવા આનંદને સમયે હું શા માટે દિલગીર થાઉં છું? પુત્રજન્મ થવાથી સ્ત્રીઓને અતિ હર્ષ થાય છે ખરો. પરંતુ મ્હારી આ સ્થિતિમાં મ્હારા હૃદયમાં આનંદને બદલે શોક ઉત્પન્ન થયો છે. મ્હારૂં જીવન પર્યંતનું સુખ, સર્વ આશા અને સર્વ આનંદ નાશ પામ્યો છે. જો આ સમયે એ નિર્ભાગી પુત્રો મ્હારા ગર્ભમાં ન હોત તો લક્ષ્મણજીએ મ્હને ત્યાગનાં વચનો સંભળાવ્યાં તે જ સમયે હું ભાગીરથીના જળમાં આત્મઘાત કર્યા સિવાય રહેત નહિ. અથવા બીજા કોઇ પ્રકારે આત્મઘાત કરત. શું હવે મ્હારે જીવવું જોઇએ અથવા જનસમાજને મુખ બતાવવું જોઇએ?'

સીતાજીના નેત્રમાંથી અનર્ગળ અશ્રુધારાપ્રવાહ વહેતો હતો. સીતાજીના મુખમાંથી નિકળતા હૃદયવિદારક શબ્દો સાંભળી તેઓ અતિશય દુ:ખિત થઇ. તેમણે પ્રીતિપૂર્ણ શબ્દે કહ્યું:

'પ્રિય બ્હેન: વિરહ દુ:ખ સહન કરો. તમે જે કહો છો તે સત્ય છે. પતિનો વિરહ એવો જ છે. પરંતુ હવે તમારે દીર્ઘ કાળ પર્યંત એવી સ્થિતિ ભોગવવી પડશે નહિ: રાજા રામચંદ્રજીની બુદ્ધિમાં

ફેરફાર થયો હતો તેથી તેઓ કર્તવ્યભ્રષ્ટ થયા અને તેજ કારણોને લીધે તેમણે અદૃષ્ટ યોગે આવું નિર્દય કૃત્ય કર્યું છે. અમે પિતાજીને મુખેથી સાંભળ્યું છે કે તમે સત્વર પતિપ્રેમ સમ્પાદન કરશો અને પતિદેવ તમને સ્વગૃહે તેડી જશે. માટે શોક ભૂલી જાઓ. ભગવાન કલ્યાણકારક છે. ઇશ્વર સર્વની પ્રાર્થના સાંભળે છે. તમારી પ્રાર્થના પણ તે જ પ્રભુ સાંભળશે.''

મુનિકન્યાઓનાં સાન્ત્વન સાંભળી સીતાજીના નેત્રમાંથી પ્રબળ વેગે અશ્રુપાત થવા લાગ્યો. એ જોઇ મુનિકન્યાઓનું હૃદય દ્રવિત થયું તેમના નેત્રમાંથી પણ અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો.

આ સમયે તુરત જન્મેલાં બંને બાળકોનો રૂદન ધ્વનિ સંભળાયો. સ્નેહનો એવો મહિમા અને મોહિની છે કે તેમનો રૂદન ધ્વનિ સંભળાતાં સીતાજી શોક દુઃખ ભૂલી ગયાં. અને બાળકોને ખોળામાં લઇ તેમણે તુરત જ સ્તનપાન કરાવ્યું.

બન્ને બાળકો પૂર્ણિમાના ચંદ્રની પેઠે દિનપ્રતિદિન વૃદ્ધિ પામવા લાગ્યા. તેમને જોઇ માતાનું મન અતિ આનંદિત થવા લાગ્યું. જ્યારે તેઓ તોતડા શબ્દોમાં 'મા, મા,' કહીને બોલાવતા ત્યારે તેમની મુક્તા ફળ જેવી દંતપંક્તિ અવલોકન કરતાં, જ્યારે બાળકો થોડો શબ્દોચ્ચાર કરી મૃદુ મધુર શબ્દો દ્વારા વાર્તાલાપ કરવાનો પ્રયત્ન કરતાં ત્યારે જાનકિ તેમને ખોળામાં લઇ સ્નેહપૂર્વક ચુંબન કરતાં. એ સમયે માતા પોતાનું સર્વ દુઃખભૂલી જતાં. તેમનાં સર્વ શરીર અમૃતનો અભિષેક થતો હોય તેવું શીતળ થતું. નેત્રમાંથી પ્રેમનો અશ્રુપાત થતો.

ક્રમેક્રમે કુશ અને લવ પાંચ વર્ષના થયા. ત્યારે મહર્ષિ વાલ્મીકિએ તેમનો ચૌલ કર્મ સંસ્કાર કરી વિદ્યાભ્યાસ શરૂ કર્યો. અસાધારણ બુદ્ધિ, મેધા અને પ્રતિભાશક્તિને લીધે અલ્પ સમયમાં જ વિવિધ વિદ્યામાં તેઓ પારંગત થઇ, વિલક્ષણ કાર્યદક્ષ થયા. અત્યાર પહેલાં વાલ્મીકિએ રાવણવધ પછી ઉત્તર રામચરિત્ર અવ-

લંઘન કરી રામાયણ નામક એક મહાકાવ્ય લખ્યું હતું. સૌથી પહેલાં મુનિએ એજ અમૃતરસની વૃષ્ટિ જેવું અપૂર્વ મહાકાવ્ય રામચંદ્રજીના પુત્રોને શીખવી દીધું. થોડા દિવસમાંજ તે આશ્ચર્યકારક ગ્રંથ આદિથી અંત પર્યંત મુખપાઠ કરી બન્ને બાળકો માતા જાનકી સમક્ષ મધુર કંઠે કહી સંભળાવી તેમનો શોક નિવૃત્ત કરવા લાગ્યા. અગિયારમે વર્ષે મહર્ષિએ તેમને ઉપનયન સંસ્કાર કર્યા પછી વેદાભ્યાસ કરાવવા લાગ્ય. બાળકો એક વર્ષમાંજ સમગ્ર વેદશાસ્ત્ર સંપૂર્ણ રીતે શીખી રહ્યા.

કુશ અને લવને બારમું વર્ષ બેઠું ત્યાં સુધી તેમને તેઓ કોના પુત્ર છે તેનું જ્ઞાન નહોતું તેઓ પોતાને ઋષિકુમાર અને માતા જાનકીને ઋષિપત્ની સમજતા હતા. જાનકી તપોવનમાં નિવાસ કરતાં હતાં તે સમયે નજરે જોનાર કોઇ પણ મનુષ્ય તેમને ઋષિપત્નીજ સમજે તેમ હતું. તેમના બન્ને પુત્રોના આચારવિચાર અને કર્માનુષ્ઠાન જોઇ તેમને ઋષિકુમાર સિવાય બીજી કાંઇ પણ કલ્પના થઇ શકતી નહોતી. તેઓ જાનકીને માતા સમજતા હતા પરંતુ તે મિથિલાપતિની કન્યા અથવા કોશલાધિપતિની રાજરાણી છે તે જાણુતા નહતા. વાલ્મીકિએ એ વિષય જ્ઞાનપૂર્વક બાળકોથી ગુપ્ત રાખ્યો હતો. તેમ જ તપોવનવાસીઓને પણ તે સંબંધી ચેતવણી આપી હતી કે કોઇ ભૂલેચુકે બાળકોને તેમના સ્વ પિતાની અથવા માતામહની માહિતી ન આપે. ઉપરાંત સીતાજીને પણ મહર્ષિએ કહી રાખ્યું હતું કેઃ તમારાં બાળકોને તમારે આત્મપરિચય આપવો નહિ. તેથી સીતાજી પણ કોઇ દિવસ બાળકો સમક્ષ એ વિષયે વાર્તાલાપ કરતાં નહિ. તેઓએ રામાયણમાં રામ અને સીતાનું જીવનવૃત્તાન્ત વાંચ્યું હતું. પરંતુ તેમની માતા જાનકી એ જ **જનક દુલારી** અથવા રામચંદ્રજીનાં ધર્મપત્ની છે એવું તે જાણુતા ન હતા. તેથી મહાકાવ્યમાં પોતાનાં જ માતાપિતાનું વૃત્તાન્ત છે એ તેમના સમજવામાં આવ્યું ન હતું.

આ પ્રમાણે કુશ અને લવ અત્યાર સુધી પોતાનું આત્મવૃત્તાન્ત સંપૂર્ણ જાણતા નહોતા. અર્થાત્ તેમને મહર્ષિએ એ વિષયનો પરિચય આપ્યો નહતો.

માતાની પૂરતી સંભાળ વગર બાળક જીવન ધારણ કરે એ સંભવીત નથી. સીતાજી એ સારી પેઠે જાણતાં હતાં તેથી તેઓ બાળક સ્તન પાન કરતાં હતાં ત્યાં સુધી પતિવિરહ ભૂલી ગયાં હતાં અને તેમણે સંતોષ અને આનંદપૂર્વક કુશ અને લવ બંને બાળકોનું લાલનપાલન કર્યું હતું. જેમ જેમ તેઓ વૃદ્ધિ પામતાં ગયાં તેમ તેમ માતૃ સંભાળની આવશ્યકતા ઓછી થતી ગઇ. તે વખત તેમણે ઋષિપત્નીઓની પેઠે તપશ્ચર્યા શરૂ કરી. તેમની તપશ્ચર્યાનો ઉદ્દેશ માત્ર એકજ હતો: 'ભગવાન રામચંદ્રજીનું સર્વ પ્રકારે કલ્યાણ કરે.' રામચંદ્રજીએ તદ્દન નિરપરાધી હોવા છતાં તેમનો ત્યાગ કર્યો હતો છતાં એક દિવસ એક ક્ષણ ને માટે પણ સીતાજીના અંતઃકરણમાં તેમના પ્રત્યે ક્રોધ કે તિરસ્કારની લાગણી ઉત્પન્ન થઇ નહોતી. તેઓ દુસ્તર શોકસાગરમાં નિમગ્ન થયાં હતાં તે માત્ર પોતાના ભાગ્ય દોષને લીધે જ એમ સમજતાં હતાં. એમાં રામચંદ્રજીનો દોષ તેઓ કદિ કાઢતાં નહિ. રામચંદ્રજી પ્રત્યેનો તેમના અવિચલિત ભકિતભાવ અને અત્યંત પ્રેમમાં લેશમાત્ર ન્યૂનતા થઇ નહોતી. તેમની ઇશ્વર પ્રાર્થના માત્ર એજ હતી કે: રામચંદ્રજી કુશળ રહે અને જન્મો જન્મ એજ પતિ પ્રાપ્ત થાય. સીતાજી સમસ્ત દિવસ તપશ્ચર્યા કરવામાં ગુંથાઇ રહેતાં, અને સગી બ્હેનો જેવી ઋષિકન્યાઓ સાથે વાર્તાલાપમાં સમય વ્યતીત કરતાં. પરંતુ રાત્રિએ એકાંત સ્થાનમાં જતાંજ તેમના હૃદયમાં અતિશય શોકસિંધુ ઉછળી રહેતો. અને રામચંદ્રજીની ચિન્તામાં નિમગ્ન થઇ અવિરલધારાએ અશ્રુપાતમાં રાત્રિ વ્યતીત કરતાં હતાં. સીતાજી પતિવ્રતા હતાં તેથી પતિવિરહ સહન કરી શકે એ શકય નહોતું. સમયના વહેવા સાથે સર્વનો શોક ઓછો થઇ જાય છે, પરંતુ જાનકીનો વિરહશોક દિનપ્રતિદિન વૃદ્ધિ પામતો

હતો. આ પ્રમાણે સતત બારવર્ષ પર્યંત અસહ્ય શોકાગ્નિમાં પ્રજવળતાં રહેવાથી જાનકીનું અલૌકિક રૂપલાવણ્ય સુકાઈ ગયું અને શરીર કેવળ હાડકાં અને ચામડાનો માળો બની રહ્યું!

પ્રકરણ ૬ ઠું.

## રામાશ્વમેધ.

રાજા રામચંદ્રજીએ અશ્વમેધ યજ્ઞ કરવાનો સંકલ્પ કરી વસિષ્ઠ, જાબાલિ, કાશ્યપ વામદેવ આદિ મહર્ષિઓને પોતાનો અભિપ્રાય જણાવ્યો. વાસિષ્ઠ દેવે રામચંદ્રજીને શુભ આશિર્વાદ સહિત અભિનંદન આપી કહ્યું : 'મહારાજ ઉત્તમ સંકલ્પ કર્યો છે. તમે સાગર અને સર્વ દ્વિપ સહિત પૃથ્વીના અધિપતિ છો. તમે અખણ્ડ ભૂમંડલ પર ચક્રવર્તી રાજ્ય સ્થાપન કર્યું છે. પૂર્વના કોઇ રાજાએ એવો રાજ્ય વિસ્તાર કર્યો નથી. રામરાજ્યમાં પ્રજાજન જે પ્રકારનું સુખ અને સ્વતંત્રતા ભોગવે છે તેવું અમે પૂર્વે કંઇ સાંભળ્યું કે જોયું નથી. રાજ્યભાર ગ્રહણ કર્યા પછી પ્રજાના સુખસ્વાતંત્ર્ય માટે તમે જે જે કાર્યોની આવશ્યકતા હતી તે સર્વ સુખ સામગ્રી તમે પરિપૂર્ણ કરી છે. તમે રાજકર્તવ્યમાં માત્ર અશ્વમેધ યજ્ઞ કર્યો નથી. તે યજ્ઞ કાર્ય સંપૂર્ણ થવાથી તમારે બીજું કોઇ કાર્ય કરવાનું રહેશે નહિં. અમે અત્યાર પહેલાં એ કાર્ય કરવા તમને આગ્રહ કરવાના હતા. પરંતુ તમે પોતે જ જ્યારે એ પવિત્ર કાર્ય કરવા તત્પર થયા છો ત્યારે હવે એ કાર્યમાં વિલંબ કરવો ઉચિત નથી. યજ્ઞ માટે તૈયારી કરવા અને સર્વ સામગ્રી એકત્ર કરવા આજ્ઞા કરો.'

વશિષ્ઠ દેવ બોલતા બંધ થયા કે તુરતજ રામચંદ્રજીએ

પોતાની નજીક બેઠેલા બંધુઓ તરફ દૃષ્ટિ ફેરવી કહ્યું:

'બંધુઓ! મહર્ષિજીએ જે કહ્યું તે તમે શ્રવણ કર્યું છે. હવે તમારો અભિપ્રાય જાણતાં જ હું મ્હારો નિશ્ચય જણાવીશ.'

આજ્ઞાધારી બંધુઓએ તુરતજ સમ્મતિ દર્શાવી. રામચંદ્રજીએ કુળપુરોહિત વસિષ્ઠદેવને કહ્યું:

'મ્હારી ઇચ્છાને આપની અને મ્હારા બંધુઓની સમ્મતિ છે. ત્યારે હવે ઇચ્છિત યજ્ઞાનુષ્ઠાન કરવામાં સંદેહ નથી. મ્હારી ઇચ્છા એ જ છે કે: નૈમિષારણ્યમાં એ મહાયજ્ઞનો સમારંભ કરવો જોઇએ. નૈમિષારણ્ય અતિ પવિત્ર યજ્ઞક્ષેત્ર છે. એ સંબંધી આપની સમ્મતિ દર્શાવો.'

રામચંદ્રજીએ પોતાના બંધુઓને કહ્યું:

'બંધુઓ હવે સમય વ્યતીત કરવાની આવશ્યકતા નથી. તમે યજ્ઞ માટે સર્વ પ્રકારની તૈયારી કરી. સગાં કુટુંમ્બીજનો, ખંડિયા રાજા અને મિત્ર બંધુઓને આમંત્રણ પત્રિકાઓ મોકલો. સમય નકકી કરી સર્વ નગરો અને સાધારણ જનસમાજને તેના સમાચાર પહોંચાડી દો. લંકાના યુદ્ધમાં સહાય કરનાર મિત્ર બંધુઓને પરમ આદર-સત્કાર પૂર્વક બોલાવી મંગાવો. તેઓ જ મ્હારા સત્યબંધુઓ છે તેમણે મ્હારા માટે જરા પણ સંકોચ વિના અતિશય સંકષ્ટ સહન કર્યું છે. તેમના આગમનથી મ્હને અતિશય સંતોષ અને આનંદ થશે. તે ઉપરાંત સર્વ ઋષિ મુનિઓને આમંત્રણ કરો. તેઓ યજ્ઞ દર્શન માટે પધારશે તો હું મ્હને ભાગ્યશાળી સમજીશ. ભરત! તમે સત્વર નૈમિષારણ્યમાં જઇ યજ્ઞ ભૂમિ નિર્માણ કરવાનો યત્ન કરો. લક્ષ્મણ તમે યજ્ઞનું સર્વ સાહિત્ય તૈયાર કરી ત્યાં મોકલવાનું શરુ કરો. જુઓ, યજ્ઞનારાયણનાં દર્શન કરવા માટે અનેક મનુષ્યો એકઠા થશે. માટે બુદ્ધિપૂર્વક વસ્તુઓની આવશ્યકતા હોય તે સર્વ સામગ્રી ત્યાં તૈયાર રાખજો કે જેથી કોઇ વસ્તુની કોઇને ખોટ જણાય નહિ. એક પણ મનુષ્યને ક્લેશ કષ્ટ સહન કરવું પડે નહિ. તમે સર્વ વિષયના અનુભવી છો. તમને અધિક ઉપદેશ દેવાની આવશ્યકતા

નથી.'

રામચંદ્રજીએ બંધુઓને આજ્ઞા કર્યા પછી વસિષ્ઠ દેવે તેમને કહ્યું :

'મહારાજ! સર્વ વિષયનો યોગ્ય બંદોબસ્ત થશે એમાં સંદેહ નથી પરંતુ મ્હને એક વિષયની તદ્દન ઉણપ જણાય છે.'

રામચંદ્રજીએ તુરતજ ઉત્તર દીધો :

'મહારાજ! આપને કઇ વસ્તુની ઉણપ જણાય છે તે સત્વર કહો.'

વસિષ્ઠે કહ્યું:' મહારાજ! શાસ્ત્રકારોએ કહ્યું છે કે: ધર્મકાર્ય પત્નીસહ થવું જોઇએ. તેથી પ્રશ્ન એ છે કે: એ સંબંધી આપે શો વિચાર કર્યો છે?'

વસિષ્ઠદેવના શબ્દો સાંભળતાંજ રામચંદ્રજીનું મુખ કરમાઇ ગયું. તેમનાં નેત્રમાંથી અશ્રુજળપ્રવાહ વહેવા લાગ્યો. કેટલીક વાર સુધી તેમણે મૌન ધારણ કર્યું. ત્યાર પછી એક ઊંડો નિઃશ્વાસ મૂકી સજળ નેત્રે કહ્યું:

'ભગવન્! અત્યાર પહેલાં એ વિષય સંબંધી મ્હેં વિચાર કર્યો નથી. એ માટે શું કરવું એ આપ જ કહો. આપની આજ્ઞા શિરોધાર્ય છે.'

વસિષ્ઠદેવે એકાગ્રચિત્તે વિચાર કર્યો. તેમણે કહ્યું :

'મહારાજ! આપની ધર્મ પત્નીનો પુનઃ સ્વીકાર કરો. એ સિવાય બીજો માર્ગ મ્હને જણાતો નથી.'

વસિષ્ઠદેવનો અભિપ્રાય જાણતાં જ ત્યાં બેઠેલાં સર્વ મનુષ્યો શાંત ચિત્તે બેસી રહ્યાં હતાં. રામચંદ્રજીના અંતઃકરણમાં સીતાજીનો સ્નેહ વ્યાપી રહ્યો હતો. તેઓ પત્નીવ્રત હતા. પત્નીને તેઓ સાક્ષાત્ પ્રેમની મૂર્તિ સમજતા હતા. તે તેમના હૃદય મંદિરની અધિષ્ઠાત્રી દેવી હતાં. તેમના પ્રત્યે રામચંદ્રજીનો અવિચલ સ્નેહ હતો. અદ્યાપિ પર્યંત તે પ્રેમમાં કંઇ ન્યૂનતા આવી નહોતી. તેમના અંતઃકરણમાં

સીતાજીની મનોહર મૂર્તિ જાગ્રત હતી. તેમ છતાં સીતાજીનો પુનઃ સ્વીકાર કરવામાં રામચંદ્રજી સમ્મત થવાનો સંભવ નહોતો. વસિષ્ઠ દેવે વારંવાર સીતાજીનો સ્વીકાર કરવા આગ્રહ કર્યો. પરંતુ રામચંદ્રજીએ તેમ કરવા વારંવાર ના પાડી અને નીચું મસ્તક કરી મૌન ધારણ કરી રહ્યા. અંતે ઘણા વાદવિવાદ પછી નિર્ણય થયો કે: સીતાજીની સુવર્ણમય મૂર્તિ બનાવી તેને સાથે લઈ રામચંદ્રજીએ યજ્ઞ કાર્ય કરવું.

આ પ્રમાણે નિશ્ચય થયા પછી સૌથી પહેલાં ભરતે નૈમિષારણ્ય તરફ પ્રયાણ કર્યું. તેણે યોગ્ય સ્થાન નક્કી કરી યજ્ઞદર્શન માટે આવનાર ઋષિ મુનિ અને જન સાધારણ માટે જુદા જુદા પ્રકારનાં નિવાસ સ્થળ બનાવવાની વ્યવસ્થા કરી. લક્ષ્મણે પણ પુષ્કળ યજ્ઞ સામગ્રી પૂરતાં આસન અને શય્યાઓ તથા અતિશય ભોજન સામગ્રી સંગ્રહ કરી યજ્ઞ ક્ષેત્ર તરફ મોકલી દીધી. ત્યાર પછી રામચંદ્રજીએ યજ્ઞ રક્ષક તરીકે લક્ષ્મણની નિમણુંક કરી વિધિપૂર્વક યજ્ઞ અશ્વ તથા માતાઓ અને અન્ય કુટુંબીજનો સહિત સૈન્ય લઈને નૈમિશારણ્ય તરફ વિદાય થયા.

થોડા દિવસ પછી આમંત્રિત ઋષિ મુનિઓ અને યજ્ઞદર્શન કરનાર વર્ગ ત્યાં આવવા લાગ્યો. સેંકડો રાજાઓ અમૂલ્ય ભેટ લઇ સૈન્ય અને કુટુમ્બ પરિવાર સહિત ત્યાં આવી પહોંચ્યા. યજ્ઞદર્શન માટે હજારો ઋષિઓ એક પછી એક નૈમિષારણ્યમાં પધારવા લાગ્યા. અસંખ્ય નગરનિવાસીઓ પણ બાળબચ્ચાં સાથે યજ્ઞભુમિ પર એકઠા થવા લાગ્યા. ભરત અને શત્રૂઘ્ને, રાજાઓની સેવા કરવાનો ભાર ગ્રહણ કર્યો. ઋષિઓની ચરણ સેવા માટે વિભિષણની નિમણુંક કરવામાં આવી. આમંત્રણ કરેલા અન્ય જન. સાધારણની સેવા માટે સુગ્રીવ તત્પર થઇ રહ્યો.

પરંતુ મહર્ષિ વાલ્મીકિ તો સીતાજીની અવસ્થા અને કુશ તથા લવને બાર વર્ષ પૂર્ણ થયેલાં જોઇ મનમાં ને મનમાં જ વિચાર કરતા હતા કે અત્યારે સીતાની સ્થિતિ જોતાં તે અધિક દિવસ જીવિત

રહેશે નહિ, પરંતુ કુશ અને લવ એ રાજ્યપુત્ર હોવા છતાં જીવન પર્યંત તપોવનમાં નિવાસ કરવો પણ ઉચિત નથી. તેમને ધનુર્વેદ અને રાજધર્મ શિખવવાનો સમય વ્યતીત થઇ જાય છે. તેથી સીતાને પુત્રો સહિત રામચંદ્રજી સત્વર ગ્રહણ કરે એવો ઉપાય શોધવાની આવશ્યકતા પણ શી છે? શિષ્ય દ્વારા સમાચાર કહાવી રામચંદ્રજીને મ્હારા આશ્રમમાં બોલાવી અથવા હું પોતે તેમની રાજધાનીમાં જઇ રૂબરૂ મળી સીતાને પુત્રો સહિત સ્વીકારે એ માટે પ્રાર્થના કરૂં. રામચંદ્રજી મ્હારી આજ્ઞા અવશ્ય માન્ય કરશે.'

એવો વિચાર કરી થોડીવાર મૌન ભાવ ધારણ કરી મહર્ષિ પુનઃ વિચાર કરવા લાગ્યા:

'પરંતુ રામચંદ્રજી પ્રજાપ્રેમના પક્ષપાતી છે. માત્ર પ્રજાના ભયને લીધે પૂર્ણ ગર્ભાવસ્થામાં તદ્દન નિરપરાધી જાનકીનો પરિત્યાગ કર્યો છે અત્યારે મ્હારા કહેવાથી તેને તુરત જ સ્વીકારશે કે કેમ એ મ્હને શંકા છે. ગમે તેમ પણ રામચંદ્રજીને કાંઇ પણ સમાચાર આપ્યા સિવાય નિશ્ચિંત રહેવું ઉચિત થશે નહિ. આ બન્ને બાળકો રામચંદ્રજીની ઉત્તરાવસ્થામાં કૌશલ રાજ્યના સિંહાસન પર આરોહણ કરશે એ નિશ્ચિત છે. તે સમયે પિતા સમક્ષ ગયા પછી, બાળકોએ નીતિ શાસ્ત્રાદિ વિષયમાં વિધિપૂર્વક ઉપદેશ પ્રાપ્ત નહિ કર્યો હોય તો તેઓ રાજકાર્ય ચલાવવા માટે તદ્દન અયોગ્ય અને રાજસત્તાનું સંરક્ષણ કરવા તદ્દન અશક્ત જણાશે. ઉપરાંત રાજા રામચંદ્ર મ્હને કૌશલ રાજ્યનું હિત કરવા અસમર્થ સમજી કલંક ચઢાવશે. તેથી એ સંબધી બેદરકાર રહેવું ઉચિત નથી. આ સમયે રામચંદ્રજી સમક્ષ સર્વ હકિકત સવિસ્તર જણાવવી યોગ્ય છે. અથવા તેમને કંઇ સમાચાર નહિ જણાવતાં, વસિષ્ઠ અને લક્ષ્મણની સાથે સલાહ મસલત કરી તેમનો અભિપ્રાય જાણવાનો યત્ન કરવો જોઇએ.'

એક દિવસ મહર્ષિ વાલ્મીકિ સંધ્યા સમયે સાયંસંધ્યા અને હોમ વિધિ સંપૂર્ણ કરી પોતાના આસન પર બેસી એજ વિચારમાં

નિમગ્ન હતા. એ સમયે એક રાજસેવકે આવી રામનામની મુદ્રા સહિત અશ્વમેધનું આમંત્રણપત્ર તેમના હાથમાં મૂક્યું. આમંત્રણ પત્રિકા વાંચતાં જ મહર્ષિને અતિ હર્ષ ઉત્પન્ન થયો. તેમણે આનંદ દર્શાવી રાજસેવકને વિશ્રામ લેવા વિદાય કર્યો. અને તેના ભોજન શયન માટે શિષ્યને આજ્ઞા કરી. તેઓ મનમાં જ બોલવા લાગ્યા કે: 'જે વિષય માટે હું ઉત્કંઠિત હતો તેને દૈવ અનુકૂળ થયો છે. અને મ્હારી ચિંતા નિવારણ કરવા માટે વિલક્ષણ ઉપાય મ્હને મળી ગયો છે. હવે રામચંદ્રજીની પ્રાર્થના કરવાને આવશ્યકતા નથી. હવે તે વિના જ કાર્યસિદ્ધિ થઇ જશે. રામચંદ્રજી અને બન્ને બાળકો-ની મુખાકૃતિ એક સરખી મળતી આવે છે તેથી સર્વ યજ્ઞદર્શક સમાજ તેમને રામચંદ્રજીના પુત્ર સમજ્યા વગર રહેશે નહિ: અને બાળકોને અવલોકન કરતાં જ રામનું હૃદય પણ તુરતજ પિગળી જશે. એમ થવાથી મ્હારા સંકલ્પની સિદ્ધિનો માર્ગ સ્વચ્છ થઇ જશે.'

મનમાં જ નિશ્ચય કરી મહર્ષિ વાલ્મીકિ જાનકીની પર્ણકુટીકામાં ગયા. અને બોલ્યા:

'વત્સ! રાજા રામચંદ્રજી અશ્વમેધ મહાયજ્ઞનું અનુષ્ઠાન કરતા હોવાથી તેમણે આમંત્રણપત્રિકા મોકલી છે. કાલે પ્રાતઃકાળે યજ્ઞમાં જવાનો મ્હેં વિચાર કર્યો છે. મ્હારા બીજા શિષ્યોની સાથે જ હું તમારા બન્ને પુત્રોને મ્હારી સાથે લઇ જઇશ.'

સીતાજીએ તુરત જ સમ્મતિ દર્શાવી. મહર્ષિ પોતાની કુટીરમાં ગયા. શિષ્યોને બોલાવી યજ્ઞમાં જવાની તૈયારી કરવા સૂચના આપી. તેમણે કુશને અને લવને બોલાવી કહ્યું:

'વત્સ! અત્યાર સુધી તમે જનસમાજનો કોઇ પણ વિષય જાણતા નથી. રામાયણના મુખ્ય નાયક રાજા રામચંદ્રજી અશ્વમેધ યજ્ઞાનુષ્ઠાન કરે છે. તેનું મ્હને આમંત્રણ મળ્યું છે. તમને યજ્ઞ-દર્શન માટે લઇ જવાની મ્હારી ઇચ્છા છે. ત્યાં તમને યજ્ઞદર્શન

થશે અને ત્યાં આવેલા રાજાઓનાં તમને દર્શન પણ થશે. તે ઉપરાંત ત્યાં અસંખ્ય લોકસમુદાય એકત્ર થશે તેમના સમાગમથી તમને અનેક લૌકિક વૃત્તાન્ત જાણવાની તક મળશે.'

કુશ અને લવ, બન્ને બંધુઓએ રામાયણમાં રામની અલૌકિક કીર્તિનું અધ્યયન કર્યું હતું. તેથી તેમને સર્વ પ્રકારે અલૌકિક અદ્વિતીય મહાપુરુષ ગણતા હતા. તેમને સ્વનેત્રે જોવાનો અલભ્ય લાભ મળશે એમ સમજી અતિ હર્ષાવેશમાં આવ્યા. ત્યાં પધારેલા ઋષિમુનિઓ અને અનેક દેશના જુદા જુદા પ્રકારના અસંખ્ય જનસમાગમનું અવલોકન કરી શકાશે એ જાણી તેમની આકાંક્ષા વિશેષ પ્રબળ થઇ.

વાલ્મીકિને મુખેથી રામનું નામ શ્રવણ કરતાં જ સીતાજીનો શોકાગ્નિ વિશેષ પ્રજ્વલિત થઇ ઊઠયો. બન્ને નેત્રમાંથી ગદ્ ગદ્ અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. થોડી વાર પછી એકાએક તેમના અંતઃકરણના વિચાર બદલાયા. રામચંદ્રજી સીતાજીનું ક્ષણે ક્ષણે સ્મરણ કરે છે. તેઓ એક પત્નીવ્રત ધારણ કરી રહ્યા છે એવો તેમને દૃઢ વિશ્વાસ હતો. વળી તેઓ પણ જાણતાં હતાં કે નિરુપાયે જન સમાજના ભયને લીધે જ પોતાનો ત્યાગ કર્યો છે. પરંતુ યજ્ઞાનુષ્ઠાનને સમયે તેમણે બીજી પત્ની સાથે અવશ્ય લગ્ન કર્યું હોવું જોઇએ. એ વિચાર કરતાં સીતાજીના મનઃ કષ્ટનો પાર રહ્યો નહિ. રામચંદ્રજીના પરિત્યાગથી સીતાજીએ દુઃખ સહન કર્યું હતું. પરંતુ તેમણે બીજી પત્ની સાથે લગ્ન કર્યાનો વિચાર આવતાં જ સીતાજીને અસહ્ય કષ્ટ ઉત્પન્ન થયું. પ્રથમ તેઓ જાણતાં હતાં કે હું તદ્દન વિનાપરાધે વનવાસ કરી રહી છું પરંતુ મ્હારા પ્રત્યે તેમનો અવિચળ સ્નેહ અને અત્યંત સદ્ભાવ છે. એમાં જરાપણ સંદેહ નથી. પરંતુ અત્યારે જ્યારે તેમણે અન્ય સ્ત્રી સાથે લગ્ન કર્યું છે ત્યારે મ્હારા પ્રત્યે તેમનો સ્નેહ સદ્ભાવ ઉતરી ગયો છે. એમાં સંદેહ નથી.'

સીતાજી વ્યાકુલ ચિત્તે આ પ્રમાણે ચિંતા કરી રહ્યાં હતાં.

એજ સમયે કુશ અને લવ તેમની કુટીરમાં આવી પહોંચ્યા. તેમણે કહ્યું :

'માતુશ્રી! મહર્ષિ કહે છે કે કાલે અમને રાજા રામચંદ્રજીના અશ્વમેધનાં દર્શન કરવા લઇ જવાના છે. જે રાજસેવક રામચંદ્રજીની આમંત્રણપત્રિકા લઇને આવ્યો છે તેને અમે આશ્ચર્યજનક કેટલાએ પ્રશ્નો પૂછ્યા છે. અમે સાંભળ્યું છે કે રામચંદ્રજીનાં સર્વ કાર્ય અલૌકિક છે! પરંતુ માતુશ્રી! એક વિષય પ્રત્યે અમે મોહિત અને ચકિત થયા છીએ. રામાયણનો અભ્યાસ કરતાં અમને તેમના પર જે ગાઢ ભક્તિ ઉત્પન્ન થઇ હતી તે અત્યારે સહસ્ત્રગણી વૃદ્ધિ પામી છે. વાર્તાલાપ કરતાં અમે જાણી શક્યા છીએ કે પ્રજાનું મનરંજન કરવા માટે રાજાએ પોતાની પ્રિય ધર્મપત્નીનો ત્યાગ કર્યો છે. અમે તેને પ્રશ્ન કર્યો કે: 'ત્યારે શું રાજાએ બીજી સ્ત્રી સાથે લગ્ન કર્યું છે? જો તેમ ન કર્યું હોય તો યજ્ઞકાર્ય વખતે તેમની સહધર્મિણી કોણ થશે?' રાજસેવકે ઉત્તર દીધો :

'યજ્ઞકાર્ય પૂર્ણ કરવા માટે વસિષ્ટદેવે તેમને દ્વિતીય લગ્ન કરવા સલાહ આપી હતી. પરંતુ રાજાએ તે સ્વીકારી નહિ. રાજાએ સીતાની સુવર્ણની મૂર્તિ બનાવી છે. શું તે મૂર્તિ સહધર્મિણીનું કાર્ય કરશે? જુઓ, માતુશ્રી! એવા મહાપુરુષ કોઇ સમયે પૃથ્વી પર જન્મ્યા નથી. રામચંદ્રજી જેમ રાજધર્મનું પાલન કરવામાં તત્પર છે. તે જ પ્રમાણે દામ્પત્યધર્મનું સંરક્ષણ કરવા યત્નશીલ છે. અમે ઇતિહાસમાં અનેક રાજાઓનાં અને અનેક મહાપુરુષોનાં જીવનવૃત્ત વાંચ્યાં છે. પરંતુ તેમાંના કોઇ રાજા રામચંદ્ર સમાન જણાતા નથી. પ્રજાનું મનરંજન કરવા માટે પ્રિય પત્નીનો ત્યાગ અને તે જ પ્રિય પત્નીના સ્નેહને ખાતર જીવન પર્યંત અન્ય સ્ત્રી સાથે લગ્ન કરવાથી વિમુખ એ ઉભય આશ્ચર્યકારક જણાય છે. માતુશ્રી! અમે રામાયણનું અધ્યયન કર્યું ત્યારથી રાજા રામચંદ્રજીનાં દર્શન કરવાની

અમને તીવ્ર અભિલાષા હતી. આ સમયે તે કામના પૂર્ણ થવાનો સુયોગ પ્રાપ્ત થયો છે. આજ્ઞા આપો. અમે મહર્ષિ સાથે રામદર્શને જઈએ.'

સીતાજીએ કાંઇ પણ વાદવિવાદ કર્યા વગર જ આજ્ઞા આપી. બન્ને સહોદર અતિ હર્ષ પામતા મહર્ષિ સમીપ જઇ ઊભા.

રામચંદ્રજીએ દ્વિતીય લગ્ન કર્યું હશે. એવી શંકા ઉત્પન્ન થવાથી સીતાજીને અતિ કલેશ થતો હતો, પરંતુ પતિદેવે પોતાની સુવર્ણની મૂર્તિ બનાવી છે એ સાંભળતાં જ તેમનો સર્વકલેશ દૂર થયો. તેમ જ તેમના હૃદયમાં પ્રજ્વળતો શોકાગ્નિ અનેક અંશે ઓછો થયો. આ સમયે તેમના નેત્રમાંથી આનંદાશ્રુ વહન થતાં હતાં. અને પતિના ત્યાગથી જે કષ્ટ થતું હતું તે પણ તેમના હૃદયમાંથી વિસર્જન થઇ પતિદેવનો અપૂર્વ સ્નેહ સદ્‌ભાવ યાદ આવવા લાગ્યો.

બીજે દિવસે પ્રાતઃ સમય થતાં જ મહર્ષિ વાલ્મીકિએ કુશ, લવ અને અન્ય શિષ્યો સહિત નૈમિષારણ્ય તરફ પ્રયાણ કર્યું. તેઓ યથા સમયે નૈમિષારણ્યની યજ્ઞ ભૂમિમાં પહોંચી ગયા. વસિષ્ઠ દેવ પરમ આદરસત્કારપૂર્વક તેમને અને તેમના શિષ્યવર્ગને નિવાસ-સ્થાને લઇ ગયા. કુશ અને લવ દૂરથી જ રામદર્શન કરી આનંદિત થયા અને પરસ્પર કહેવા લાગ્યા કે: 'જુઓ બંધુ! રામાયણમાં રાજા રામચંદ્રનું જે સર્વ અલૌકિક સદ્‌ગુણ વર્ણન વાંચ્યું છે તે તેમની મુખાકૃતિ પર સ્પષ્ટ આલેખાયું છે. તેમની આકૃતિ જોતાં જ તે સર્વ સદ્ગુણપાત્ર હોય એવું સ્પષ્ટ જણાય છે. તેમની જેવી શાંત મૂર્તિ છે તેવી જ ગંભીર મુખાકૃતિ છે. જેમ આપણા ગુરુદેવ અલૌકિક કવિત્વ શક્તિસંપન્ન છે. તે જ પ્રમાણે રાજા રામચંદ્રજી પણ અનેક અલૌકિક સદ્ગુણસમ્પન્ન જણાય છે. જો આવા મહાપુરુષ રામાયણ–કથાના નાયકને સ્થાને નહોત તો ભગવત્પ્રણિત મહાકાવ્યને આટલું બધું ગૌરવ પ્રાપ્ત થાત નહિં. રાજા રામચંદ્રજીના

અલૌકિક ગુણુ સંકીર્તનમાં ગુંથાવાથી જ મહર્ષિની અલૌકિક કવિતા શક્તિની સંપૂર્ણ સાર્થકતા થઇ છે. ગમે તેમ પણ આટલા દિવસ પછી આપણાં નેત્ર રામદર્શનથી પવિત્ર થયાં છે. આપણું જીવન પવિત્ર થયું છે.'

ક્રમેક્રમે સર્વ આમંત્રિત સજ્જનો યજ્ઞમાં આવી પહોંચ્યા પછી નિશ્ચિત કરેલે દિવસે યજ્ઞાનુષ્ઠાન શરૂ કરવામાં આવ્યું. અસંખ્ય દીનદરિદ્ર અનાથ મનુષ્યો યજ્ઞભૂમિમાં આવવા લાગ્યાં. અન્નની ઇચ્છાવાળાને અન્ન, લક્ષ્મીની તૃષ્ણાવાળાને લક્ષ્મી અને ભૂમિની આકાંક્ષાવાળાને ઇચ્છાનુસાર ભૂમિનાં દાન મળવા લાગ્યાં. અર્થાત્ જે મનુષ્ય જે અભિલાષાથી યજ્ઞમાં આવ્યા હતા તેમની અભિલાષા પરિપૂર્ણ થવા લાગી. યજ્ઞમંડપમાં રાત્રિદિવસ નૃત્ય સંગીત અને વાદ્યના સુસ્વર સંભળાવા લાગ્યા. સૌએ સુંદર વસ્ત્રાભૂષણો ધારણ કર્યાં હતાં. સર્વના મુખ પર આનંદ અને સંતોષનાં સ્પષ્ટ ચિન્હ જણાવા લાગ્યાં. કોઇ પણ મનુષ્યના અંતઃકરણમાં દુઃખ કિંવા ક્લેશનાં ચિન્હો જણાતાં નહોતાં. જે વયોવૃદ્ધ રાજા અને ઋષિ અથવા એવાં જ બીજાં જે મનુષ્યો યજ્ઞદર્શન માટે આવ્યાં હતાં તેઓ મુક્ત કંઠે કહેવા લાગ્યાં કે 'અમે કોઇ દિવસ આવા યજ્ઞનાં દર્શન કર્યાં નથી. વૃદ્ધ વેદવેત્તાઓ પણ કહેવા લાગ્યા કે કોઇ સમયે કોઇ પણ રાજાએ આવી સમૃદ્ધિ અને આનંદ ઉત્સવથી યજ્ઞ કર્યો હોય એવું અમારા જાણવામાં નથી. રાજા રામચંદ્રનાં સર્વ કાર્યો અલૌકિક છે.'

આ પ્રમાણે નિત્ય મહાન્ આનંદ ઉત્સવથી યજ્ઞક્રિયા થવા લાગી. અને યજ્ઞમાં પધારેલા સર્વ સભાજનો એકઠા થઇ યજ્ઞ સંબંધી સમૃદ્ધિ અને આનંદ ઉત્સવનાં દર્શન કરવા લાગ્યા.



## પ્રકરણ ૭ મું

# રામાયણ ગાન

એક દિવસ મહર્ષિ વાલ્મીકિ એકાંતમાં બેસી વિચાર કરવા લાગ્યા કે યજ્ઞદર્શન માટે આસક્ત થઇ મ્હેં આટલા દિવસ વ્યર્થ ગુમાવ્યા છે. જે કાર્ય સાધન માટે હું આવ્યો છું. તેને માટે મ્હેં કાંઇ યત્ન કર્યો નથી. હવે કયે ઉપાયે કુશ અને લવ પ્રત્યે રામચંદ્રની દૃષ્ટિ આકર્ષિત કરવી? બન્ને બાળકોને રાજ-સભામાં લઇ જવા જોઇએ. અથવા કોઇ યુક્તિથી રામચંદ્રને મ્હારી સમક્ષ બોલાવવા જોઇએ. અને એકાંતમાં સર્વ હકિકત નિવેદન કરી. કુશ અને લવનો પરિચય કરાવી સીતાજીનો સ્વીકાર કરવાની પ્રાર્થના કરવી જોઇએ.'

મહર્ષિએ મનમાં આ પ્રમાણે વિચાર કર્યા પછી નિર્ણય કર્યો કે કુશ અને લવને યજ્ઞમાં પધારેલા સભ્યોના નિવાસસ્થાનમાં રામાયણ ગાન કરવાને આજ્ઞા કરવી જોઇએ. પ્રત્યેક સ્થાનમાં ભ્રમણ કરી રામાયણ ગાન કરવાથી ધીમે ધીમે તે વાર્તા રામચંદ્રજીને કાને પહોંચશે. એટલે તે પોતાનું જીવનચરિત્ર સાંભળવા આતુર થઇ બન્ને બાળકોને પોતાના સમક્ષ બોલાવશે. અને તેમ થવાથી અના-યાસે મ્હારી ઇચ્છા પરિપૂર્ણ થશે.'

મહર્ષિએ તુરત જ કુશ અને લવને પોતાના સમીપ બોલાવી તેમને કહ્યું:

'વત્સ કુશ! વત્સ લવ! તમે બન્ને વખતોવખત એકત્ર થઇ ઋષિ મહર્ષિઓની કુટીરની સ્હામે, રાજાઓનાં મંડપોની સ્હામે અને પુરનિવાસીઓ તથા સાધારણ જનસમાજના નિવાસસ્થાન સમીપ તેમ જ સભાભવનના અગ્ર ભાગ સમીપ અંતઃકરણના પ્રેમપૂર્વક વીણા સહિત રામાયણનું ગાન કરો. એમ કરતાં ધીમે ધીમે રાજાને

જાણ થતાં તે તમને બોલાવી પોતાના સમક્ષ ગાન કરવાનો આગ્રહ કરે તે સમયે તુરત જ તમે ગાન કરજો. જેટલો સમય તમે તેમના સમક્ષ ગાન કરો તેટલો સમય તમે કોઇ પ્રકારનો અવિનય કે અહંકાર દર્શાવશો નહિઃ રાજા એ સર્વ પ્રજાજનનો પિતા છે. તેથી તમારે તેમના પ્રત્યે પિતૃભક્તિ દર્શાવવી. તમારા સંગીતથી પ્રસન્ન થઇ રાજા તમને કાંઇ દ્રવ્ય આપે તો લોભાવિષ્ટ થઇ તમે ગ્રહણ કરશો નહિ; વિનય અને ભકિતપૂર્વક નિસ્પૃહતા બતાવી દ્રવ્યગ્રહણ માટે અપ્રસન્નતા દર્શાવજો. તેમને કહેજો કેઃ મહારાજ! અમે વનવાસી! તપોવનમાં નિવાસ કરી ફળમૂળ દ્વારા જીવન ધારણ કરીએ છીએ. અમારે દ્રવ્યનું શું પ્રયોજન છે? રાજા કદાચ તમને પૂછે તો કહેજો કેઃ અમે વાલ્મીકિના શિષ્ય છીએ.'

આ પ્રમાણે આજ્ઞા અને ઉપદેશ કરી મહર્ષિ પોતાની પર્ણકુટીમાં આતુર નેત્રે બેસી રહ્યા. કુશ અને લવ બન્ને બંધુઓ ગુરુદેવની આજ્ઞા મસ્તકે ચઢાવી હાથમાં વીણા લઇ મધુર કંઠે સ્થળે સ્થળે રામાયણ ગાન કરવા લાગ્યા. જે મનુષ્ય એક વખત તેમનું સંગીત સાંભળતો તેને મોહ ઉત્પન્ન થતો. અને તેનાં નેત્રમાંથી અશ્રુપાત થવા લાગતો. એમ કેમ ન થાય? રામનું ચરિત્ર જ અતિ વિચિત્ર અને પરમ પવિત્ર હતું. વળી તેમાં ઋષિ વાલ્મીકિની રચના અતિ ચમત્કારિક હતી. કુશ અને લવના રૂપમાધુર્યનું દર્શન કરતાં જ મોહ ઉત્પન્ન થતો. તેમનો સ્વર પણ એવો મંજુલ અને મધુર હતો કે તે સાંભળતાં જ કોકિલનો કંઠ લજ્જા પામે! વીણાયંત્ર વગાડવામાં તેમની એવી અલૌકિક નિપુણતા હતી કે તેવું વાદ્ય કોઇએ કદિ સાંભળ્યું નહિ હોય. જે સંગીતમાં કંઠ અને વાદ્યની એકતાનતા હોય તે શ્રવણ કરવાથી કોનું ચિત્ત અપૂર્વ પ્રેમરસથી તરબોળ ન થાય!

થોડા સમયમાં જ અનેક મનુષ્યોએ રામચંદ્રજીને જઇને કહ્યું:

'મહારાજ ! બે સુકોમળ ઋષિકુમાર વીણાયંત્ર સહિત આપનું જીવન ચરિત્ર ગાય છે. તે ગાન જે કોઇ સાંભળે છે તેને મોહ ઉત્પન્ન થાય છે. અમે જીવનમાં આવું મધુર સંગીત કોઇ દિવસ સાંભળ્યું નથી. તેઓ બન્ને કુમાર એક જ સમયે જન્મ્યા છે. મહારાજ! મનુષ્ય દેહમાં આવું સુંદર રૂપમાધુર્ય અમે કદિ પણ જોયું નથી. તેમના કંઠસ્વરના માધુર્યનું શું વર્ણન કરવું? કિન્નરો સાંભળે તો તે પણ શરમાઇ જાય! તેઓ જે કાવ્યગાન કરે છે તે કોની રચના હશે તે કહી શકાય એમ નથી. પરંતુ એવી અપૂર્વ લલિત કાવ્યરચના અમે કદી પણ શ્રવણ કરી નથી. મહારાજ ! અમારી પ્રાર્થના છે કે, તેમને રાજસભામાં બોલાવી, આપના સમક્ષ રામાયણગાન કરવાની આજ્ઞા કરો. આપ તેમને જોશો અને તેમનું સંગીત શ્રવણ કરશો તો મોહિત થશો એમાં સંદેહ નથી.'

એ શ્રવણ કરતાં જ રામચંદ્રજીનાં અંતઃકરણમાં અતિશય આશ્ચર્ય ઉત્પન્ન થયું. તુરત જ તેમણે એક બ્રાહ્મણ સભાસદ દ્વારા બન્ને બંધુઓને પોતાના સમક્ષ બોલાવ્યા. રાજા બોલાવે છે એ સાંભળી ત્વરિત ગતિએ તેમણે રાજા સમક્ષ જઇ વિનયપૂર્વક બે હાથ જોડી પ્રણામ કર્યા. તેમને જોતાં જ રાજાના મનમાં કંઇક નવીન ભાવના ઉત્પન્ન થઇ. તેમના શરીરમાં એકાએક પ્રેમરસ અથવા વિષાદનો સંચાર થયો તે સમજી શકાયું નહિ. રાજાએ થોડીવાર સુધી શાંત તૃષિત નેત્રે બન્ને કુમારોનું મુખ અવલોકન કર્યું. તેમના મનમાં અકસ્માત્ એવો વિચાર શા કારણથી ઉત્પન્ન થયો તે રાજા રામચંદ્ર સમજી શક્યા નહિ. તેથી તેઓ અચેતન ચિત્ત હોય તેમ જણાવા લાગ્યા.

બન્ને કુમારોએ ધીમે ધીમે રાજા રામચંદ્રજી સમક્ષ ઉભા રહી 'મહારાજનો વિજય થઓ.' એમ કહી અભિનંદન આપ્યું. રાજ-સેવકે તેમને એક આસન પર બેસાડ્યા. પછી તેમણે વિનયનમ્ર સ્વરે ભક્તિપૂર્વક પ્રશ્ન કર્યો :

'મહારાજ! અમને શા માટે બોલાવ્યા છે?'

રાજા રામચંદ્રજી આ વખત બન્ને રાજકુમારનાં સર્વ અંગ અવયવો પોતાનાં અને જાનકીના અંગ અવયવો સાથે સરખાવવા લાગ્યા. આ સમયે સભામાં અનેક સભ્યો બેઠેલા હોવાથી રાજાએ મનની ચંચળતા વશ રાખી શાંત ભાવ ધારણ કર્યો: તેમણે ઉત્તર દીધો:

'મ્હેં સાંભળ્યું છે કે તમે અપૂર્વ સંગીત ગાઓ છો. જેણે તમારૂં સંગીત સાંભળ્યું છે તે મોહિત થઇ તમારી પ્રશંસા કરે છે. મ્હને પણ તમારૂં સંગીત સાંભળવાની ઇચ્છા છે. જો તમને યોગ્ય લાગે તો થોડું સંગીત સંભળાવી મ્હને પણ આનંદ આપો.'

બન્ને કુમારો ઉત્તર દીધો:

'અમે જે કાળનું સંગીત કરીએ છીએ તે અતિ વિસ્તૃત છે. તેમાં મહારાજનું સંપૂર્ણ ચરિત્ર વર્ણવવામાં આવ્યું છે. એ ચરિત્ર માંનો કયો વિભાગ આપને સાંભળવો છે? આજ્ઞા કરો.'

બન્ને કુમારોને જોયા ત્યારથી રામચંદ્રજીનું ચિત્ત એટલું બધું ચંચળ અને સીતાજીના વિરહશોકથી એટલું પ્રબળ થઇ ઊઠયું હતું કે લોકલજ્જાના ભયને લીધે ધૈર્યધારણ નહિ કરી શકાવાથી એકાએક સભા વિસર્જન કરી નિર્જન પ્રદેશમાં જવા માટે અતિ ઉત્સુક થઇ ગયા હતા. તેથી તેમણે કહ્યું:

'હમણાં તો તમે તમારી ઇચ્છાનુસાર કાવ્યનો કોઇ પણ વિભાગ ગાઇ સંભળાવો. કાલ પ્રાતઃ સમયથી પ્રતિદિન થોડું થોડું કરીને સંપૂર્ણ કાવ્ય શ્રવણ કરીશ.'

બન્ને કુમારોએ નમ્રતાપૂર્વક કહ્યું:

'મહારાજની જેવી આજ્ઞા.'

કુમારોએ સંગીત આરંભ કર્યું. સભામાં બેઠેલા સર્વ મનુષ્યો મોહિત થઇ મુક્તકંઠે ધન્યવાદ આપવા લાગ્યાં. કવિનું પાણ્ડિત્ય અને રચનાલાલિત્ય જોઇ સૌ આશ્ચર્યચકિત થયા. તેમણે પૂછ્યું:

'આ કાવ્ય કોની રચના છે? તમે સંગીતનું જ્ઞાન કોની પાસેથી મેળવ્યું છે?'

કુમારોએ ઉત્તર દીધો:

'મહારાજ! એ કાવ્ય ભગવાન્ વાલ્મીકિનું રચેલું છે. અમે તેમના તપોવનમાં ઉછર્યાં છીએ. અને તેમની પાસે જ અમે સંગીત શિખ્યા છીએ.'

રામચંદ્રજીએ કહ્યું:

'ભગવાન વાલ્મીકિએ પોતાની કાવ્યરચનામાં અતિ અદ્ભુત શકિતનો ઉપયોગ કર્યો છે. થોડું સાંભળવાથી સંતોષ થતો નથી. અત્યારે તમને પરિશ્રમ થયો છે. તમને વિશેષ કષ્ટ આપવું યોગ્ય નથી. આજે તમે તમારા નિવાસસ્થાનમાં જાઓ.'

બન્ને કુમાર પ્રણામ કરી વિદાય થયા. આજે રાજસભા વહેલી વિસર્જન કરવામાં આવી. રાજા પોતાના નિવાસભુવનમાં જઇ એકાંતમાં વિચાર કરવા લાગ્યા:

'બન્ને કુમારને જોઇ મ્હારૂં ચિત્ત આટલું બધું આકુળવ્યાકુળ થાય છે તેનું કારણ શું? કંઇ સમજી શકાતું નથી. પોતાનાં સન્તાનને જોઇ મનુષ્યોના હૃદયમાં સ્નેહ અને વાત્સલ્ય ભાવ ઉત્પન્ન થાય છે એમ સાંભળ્યું છે. મ્હારા હૃદયમાં તેવું જ થાય છે. પરંતુ તેમ થવાનું કંઇ કારણ જણાતું નથી. એ તો ઋષિકુમાર છે. જો તે ઋષિકુમાર ન હોય તો પણ મ્હારે માટે એવી આશા સમ્ભવિત નથી. મ્હેં જે અવસ્થામાં જે પ્રકારે પ્રિયાને વનવાસ દીધો છે તે અવસ્થામાં તેણે શોકાવિષ્ટ બની વિરહદુ:ખથી પ્રાણત્યાગ કર્યો હશે એમાં સંદેહ નથી. લક્ષ્મણ તેને મૂકી આવ્યો ત્યાર પછી તેણે આત્મઘાત કર્યો હશે અથવા કોઇ હિંસક પશુએ તેનો વધ કર્યો હશે. એવી અવસ્થામાં તે જીવિત રહી નિર્વિઘ્ને સુખપૂર્વક સન્તાન-પ્રસવ કરે અને તેનું લાલન પાલન કરે એવી આશા વ્યર્થ છે. હું હતભાગી છું. મ્હને પુત્રપ્રાપ્તિનું સૌભાગ્ય મળે એવો સંભવ જ

-નથી.'

રામચંદ્રજી અનેક વિચાર કરતા વ્યાકુળ ચિત્તે અશ્રુપાત કરવા લાગ્યા. થોડીવાર પછી શોક સમાવી વિચાર કરવા લાગ્યાઃ

'એ બન્ને કુમારની આકૃતિ પ્રકૃતિ જોતાં તેઓ કોઇ ક્ષત્રિય કુમાર હોય એવું સ્પષ્ટ જણાય છે. તેમના શરીરનાં અંગો મ્હારા શરીરના અવયવો સાથે બરાબર મળતા આવે છે. જાણે તે મ્હારીજ બીજી મૂર્તિ હોય એમ જણાય છે. તેમનું શરીર તપાસતાં સીતાજીના અવયવો સાથે મળતાપણું જણાય છે. મૃગનયન, નાસિકા, કર્ણ, કંઠપ્રદેશ, ઓષ્ઠ અને દંતપંક્તિ કંઇ પણ અમારા શરીરના અવયવોથી ભિન્ન નથી. આવું મળતાપણું શું નિમિત્ત વગર આવી શકે ખરૂં? તેઓ કહે છે કેઃ અમે વાલ્મીકિના તપોવનમાં ઉછર્યા છીએ. મ્હેં પણ સીતાને વાલ્મીકિના તપોવનમાં મૂકી આવવાની લક્ષ્મણને આજ્ઞા કરી હતી. દયાને ખાતર મહર્ષિ સીતાને પોતાના આશ્રમમાં લઇ ગયા હશે. ત્યાં તેમણે એ જોડીયા કુમારોને જન્મ આપ્યો હશે. સીતાજીનાં લક્ષણ જોઇ સર્વ કહેતાં હતાં કે જાનકીને બે બાળકોનો ગર્ભ છે. એ સર્વ વિષયોનો વિચાર કરતાં મ્હને તદ્દન નિરાશા પણ ઉત્પન્ન થતી નથી. અથવા મૃગતૃષ્ણાની ભ્રાંતિને લીધે હું નિરર્થક આત્માને કલેશ આપવા તત્પર થયો છું. જ્યારે મ્હેં નિર્દય રાક્ષસની પેઠે નિષ્ઠુર અને મૂર્ખ બની એવી પતિવ્રતા નિરપરાધી સ્ત્રીને વનવાસ દીધો છે ત્યારે તો એ આશા રાખવી મૂર્ખતાપૂર્ણ છે! અહા! પ્રિયે! તમારા જેવી સુશીલ અને સરલ હૃદયની સ્ત્રીએ મ્હારા જેવા ક્રૂર હૃદયના નરપશુ સાથે શા માટે લગ્ન કર્યાં! તમને શુદ્ધ આચરણવાળાં અને પતિવ્રતા જાણવા છતાં મ્હેં જ્યારે વગર વિચારે વનવાસ દીધો છે અને ત્યાર પછી આટલા દિવસ જીવન ધારણ કર્યું છે ત્યારે મ્હારા જેવો પાષાણ હૃદયનો અને નિષ્ઠુર બીજો કોણ હશે?'

આ પ્રમાણે પોતાની જાતને તિરસ્કાર આપતા શોકાકુળ

હૃદયના રામચંદ્રજી અશ્રુપાત કરતા કરતા અચેતન થઇ ગયા. થોડી વાર પછી ચિત્ત શાંત થતાં જ બોલવા લાગ્યાઃ

'વાલ્મીકિ સીતાને પોતાના આશ્રમમાં લઇ ગયા હશે અને ત્યાં સીતાએ બન્ને બાળકોને એક સમયેજ જન્મ આપ્યો હશે એમાં સંદેહ નથી. તેઓ ઋષિકુમાર નથી તેનું એક દૃઢ પ્રમાણ મળી આવે છે. તેમની આકૃતિ જોતાં સ્પષ્ટ જણાય છે કે તેઓ થોડાં વર્ષ પર જ જન્મ્યા છે. અત્યારે તેમનું વય બાર વર્ષથી અધિક નથી. તેમને અગિઆરમે વર્ષે ઉપનયન સંસ્કાર થયા હશે. ક્ષત્રિયકુમાર ન હોય તો એટલે વર્ષે ઉપનયન સંસ્કાર કેમ થાય ? જો તેઓ ઋષિકુમાર જ હોત તો મહર્ષિએ તેમને આઠમે વર્ષે ઉપનયન સંસ્કાર કર્યા હોત. તે ઉપરાંત ઋષિકુમાર જેવો વેશ ધારણ કરે છે તેવો તેમનો શુદ્ધ પહેરવેશ જણાતો નથી. જો તે ક્ષત્રિયકુમાર હોય તો અવશ્ય સીતાનાં સન્તાન હોવાનો સંભવ જણાય છે. અન્ય ક્ષત્રિયકુમાર તપોવનમાં ઉછરે શા માટે ? ક્ષત્રિયો શા માટે ઋષિઆશ્રમમાં પોતાની પત્નીને મોકલે ? તેમને ઘેર કયા પ્રકારનું દુઃખ છે ? મ્હારા જેવા અભાગીનાં સન્તાન ન હોત તો તેમની એવી અવસ્થા થાત જ નહિ.'

મનમાં અનેક તર્ક વિતર્ક કરતાં રામચંદ્રજીએ પુનઃ કહ્યુંઃ

'જો પ્રિયા હજી જીવિત હોય અને એ બન્ને કુમાર મ્હારાજ સન્તાન હોય તો કેવો આનંદ ઉત્પન્ન થાય ? પ્રિયા પુનઃ મ્હારાં નયન અને હૃદયને આનંદ અર્પણ કરશે એવો વિચાર કરતાં જ મ્હારા સર્વ શરીરમાં અમૃતરસનો અભિષેક થાય છે.'

જાણે સીતા સાથે મળવાનો શુભ પ્રસંગ સત્વર આવી પહોંચેલો જાણી રામચંદ્રજી પુનઃ બોલવા લાગ્યા :

'દીર્ઘ કાળના વિયોગ પછી પ્રિયા સાથે પ્રથમ સમાગમ થશે ત્યારે તો મ્હારા આનંદ ઉત્સાહની અવધિ જ થશે ! અને પ્રિયાને પણ અતિશય આનંદ થશે એમાં સંદેહ નથી. પ્રથમ સમાગમ

સમયે અમારા બન્નેના નેત્રમાંથી પ્રબળ વેગે અશ્રુપ્રવાહ વહન થશે.'

આ સમયે રામચંદ્રજીના નેત્રમાંથી હર્ષનાં આંસુ વહેવા લાગ્યાં. થોડી વારમાં જ વળી એવો વિચાર થયો કે:

'મ્હેં જે પ્રકારનું નિર્દય નિષ્ઠુર કૃત્ય કર્યું છે. તેથી પ્રિયા સાથે મિલાપ થશે તે સમયે હું તેને મ્હારૂં મુખ શી રીતે બતાવી શકીશ ? તે તો શિયળવંતી અને સરલ હૃદયની છે તેથી કદાચ અનાયાસે મ્હારો અપરાધ ક્ષમા કરશે. તેમનાં દર્શન થતાં જ હું નમ્રતાપૂર્વક તેમના ચરણમાં મસ્તક નમાવી મ્હારા અપરાધની ક્ષમા યાચના કરીશ.'

તેમના નેત્ર સમક્ષ જાણે સીતાજીની મૂર્તિ આવી ઉભી હોય તેમ ક્ષણવાર જણાવા લાગ્યું. પરંતુ તુરત જ વિચાર થયો કે:

'સીતાજી કોશલમાં પ્રવેશ કરશે તો મ્હારા પ્રજાજન મ્હારો તિરસ્કાર કરશે અને પુનઃ મ્હારી નિંદા શરૂ કરશે. મ્હેં એ જ કારણને લીધે પ્રિયાને વનવાસ દીધો છે. જો ત્હેને હું ગ્રહણ કરીશ તો પ્રજાજનનું કલંક વૃદ્ધિ પામશે. આટલા દિવસ પર્યંત ભોગવેલું વિયોગ દુઃખ નિષ્ફળ જશે.'

રામચંદ્રજી નિરુપાય થઇ અપ્રસન્ન ચિત્તે વિચારમગ્ન થઇ રહ્યા. વિચાર કરતાં કરતાં જ ક્રોધાવેશમાં બોલવા લાગ્યાઃ

'હવે હું નિરર્થક લોકાપવાદનો ભય રાખીશ નહિ. મ્હને તે પર વિશ્વાસ નથી. હવે પછી હું મ્હારી પ્રાણાધિક પ્રિયાનો સ્વીકાર કરીશ ત્યારે પ્રજાજનો અસંતુષ્ટ થશે. ભલે તેમ થાય. પ્રજાને જે કહેવું હોય તે કહે. હું સારી પેઠે જાણું છું કે સીતા પતિવ્રતા છે, નિરપરાધી છે. તેનાં આચરણ તદ્દન પવિત્ર છે. તેથી હવે હું લોકાપવાદનો ભય રાખી મ્હારી પ્રિયાનો વિયોગ સહન કરીશ નહિ. મ્હેં બહુ કર્યું છે. રાજ્યધિકાર પ્રાપ્ત કર્યા પછી મ્હારા જેવો આત્મઘાત કોઇએ કર્યો નહિ હોય. મ્હેં પ્રિયાને વનવાસ આપ્યો એ મૂર્ખતાનું કામ કર્યું છે. હવે હું તેમને અવશ્ય ગ્રહણ કરીશ. જો

પ્રજા અપવાદ શરૂ થશે તો હું ભરતને રાજ્યકાર્યભાર સમર્પણ કરીશ અને હું પ્રિયા સહિત વાનપ્રસ્થાશ્રમ ધર્મ અવલંબન કરીશ. પ્રિયાનો વિરહ સહન કરી રાજ્ય વૈભવ ભોગવવો તેના કરતાં પ્રિયાની સાથે રહી વનવાસ ભોગવવો મ્હારે માટે સહસ્રગણું શ્રેયસ્કર થશે એમાં સંદેહ નથી.'



પ્રકરણ ૮ મું

## સીતાનો દેહત્યાગ

મહર્ષિ વાલ્મીકિએ રામચરિત્ર અવલંબન કરી અતિ અદ્ભુત કાવ્યરચના કરી છે, તેમના બે કોકિલ કંઠના શિષ્યો અતિ મધુર સ્વરે તે કાવ્યનું ગાન કરે છે. કાલે પ્રાતઃસમયે તેઓ અત્રે રાજસભામાં રામાયણ સંગીત કરવાના છે. એ સમાચાર નૈમિષારણ્યમાં આવેલા સર્વ મનુષ્યોને કાને પહોંચી ગયા હતા. રાત્રિ વીતી ગઇ. પ્રાતઃસમય થતાં જ સર્વ ઋષિ, રાજા મહારાજા અને અન્ય જનસમાજ અતિ વ્યગ્ર ચિત્તે સંગીત સાંભળવાની ઇચ્છાએ યજ્ઞ મંડપની રાજસભામાં ઉપસ્થિત થયા. આજની સભામાં શ્રોતાઓની ખૂબ ઠઠ જામી હતી. રામચંદ્રજી આવી સિંહાસન પર બિરાજ્યા. લક્ષ્મણ ભરત, શત્રુઘ્ન અને લંકાના યુદ્ધમાં સહાય કરનાર સુગ્રીવ, બિભીષણ આદિ સ્નેહીવર્ગ તેમને ડાબે અને જમણે હાથે પોતપોતાના આસન પર બેઠા. કૌશલ્યા, કૈકેયી, સુમિત્રા, ઊર્મિલા, માંડવ, શ્રુતકીર્તિ વગેરે રાજ પરિવાર, અરૂંધતી, વગેરે ઋષિપત્નીઓ સહિત જુદા જુદા સ્થાનમાં બેઠાં હતાં.

રાજસભા જનસમાગમથી ભરપૂર જણાવા લાગી. સમસ્ત મનુષ્યો નવીન કાવ્ય અને સુકોમળ ઋષિશિષ્યોના મધુર કંઠની

પ્રશંસા કરી રહ્યાં હતાં. તેઓ ઉત્સુક ચિત્તે તેમના આગમનની વાટ જોતાં હતાં. એ જ સમયે મહાર્ષિ વાલ્મીકિ પોતાના બે શિષ્ય કુશ અને લવ સહિત રાજસભામાં આવી પહોંચ્યા. એ જોઇ સભામાં મહાન કોલાહલ થઇ રહ્યો. જેમણે આગલે દિવસે કુશ અને લવને જોયા હતા તેઓ પોતાની નજીક બેઠેલા બીજાં મનુષ્યોને આંગળી વડે બન્ને સુકુમાર બાળકો બતાવવા લાગ્યાં. વાલ્મીકિએ સભામાં પ્રવેશ કર્યો તે જ સમયે સમસ્ત સભાજનોએ ઊભા થઇ તેમનું સન્માન કર્યું. મહર્ષિ અને તેમના બન્ને શિષ્યોને બેસવા માટે એક જુદું સ્થાન નક્કી કરવામાં આવ્યું હતું. ત્યાં તેઓ બેઠા. સર્વ મનુંષ્યો સંગીત સાંભળવા અતિ ઉત્સુક હતા. કયારે સંગીતનો આરંભ થશે તેની સૌ વાટ જોવા લાગ્યા.

વાલ્મીકિએ સભાજનો તરફ દ્રષ્ટિપાત કર્યા પછી રામચંદ્રજીને કહ્યું:

‘ મહારાજ ! સર્વ સભાજનો રામાયણ કાવ્ય સાંભળવા ઉત્સુક થઇ રહ્યા છે. આપ આજ્ઞા કરો તો સંગીતનો આરંભ થાય.’

રામચંદ્રજીએ તત્ક્ષણ આજ્ઞા આપી. વીણાના મધુર તારમાંથી કોમળ, મધ્યમ, પંચમ સ્વર સંભળાવા લાગ્યા. કુશ અને લવના કંઠમાંથી વીણાના જેવો સુંદર કંઠસ્વર નીકળવા લાગ્યો. કાવ્ય અને વીણા બન્ને એક સ્વર થઇ રામાયણ ગાન શરૂ થયું. વાલ્મીકિએ કુશ અને લવને પ્રથમથી જ શીખવી રાખ્યું હતું કે: કાવ્યમાં જે વિભાગમાં રામ અને સીતાના પરસ્પર સ્નેહ અને સદ્ભાવનું વર્ણન છે તેજ પ્રથમ શરૂ કરવું. ગુરૂની આજ્ઞા પ્રમાણે કુશ અને લવે થોડું ગાન કર્યું કે તુરતજ રામનું હ્રદય પીગળી ગયું. તેમનાં બન્ને નેત્રમાંથી પ્રબળવેગે અશ્રુપાત થવા લાગ્યો. રામ જેમ જેમ બન્ને કુમારોનું મુખ આદિ અવલોકન કરવા લાગ્યા તેમ તેમ તેમને નિશ્ચય સીતાના રાજકુમાર સમજવા લાગ્યા. ભરત. લક્ષ્મણ અને શત્રુઘ્ન પણ કુમારોનાં શરીર અવયવ, મુખાકૃતિ

વગેરે જોઇ મનમાં જ નાના પ્રકારના તર્કવિતર્ક કરવા લાગ્યા. તે ઉપરાંત સભામાં બેઠેલા સર્વ મનુષ્યો કહેવા લાગ્યાં કે:

'કેવું આશ્ચર્ય! આ બન્ને ઋષિકુમાર જાણે રામચંદ્રજીનું આબેહુબ બીજું સ્વરૂપ હોય એમ જણાય છે. જો તેમનો પહેરવેશ અને વયમાં ફેરફાર નહોત તો રામ અને બન્ને ઋષિકુમારમાં કંઇ પણ ભિન્નતા જણાત નહિ' જાણે રામચંદ્રજીએ જ બન્ને મૂર્તિ ધારણ કરી કુમાર વયમાં જ ઋષિકુમારનો વેશ ગ્રહણ કર્યો છે. બાલ્યાવસ્થામાં રામચંદ્રજીની જેવી આકૃતિ અને રૂપલાવણ્ય હતું તેવું જ રૂપલાવણ્ય અત્યારે બન્ને ઋષિકુમારોમાં જોવામાં આવે છે. ગમે તેમ હો પણ સભામાં બેઠેલા સમસ્ત સભાસદો એકચિત્તે સંગીત શ્રવણ કરતા હતા તેમજ એકીટસે બન્ને કુમારનું સુંદર સ્વરૂપ નિહાળી રહ્યા હતા.

સંગીત શ્રવણ કરતાં કરતાં જ રામચંદ્રજીએ લક્ષ્મણને કહ્યું:

'વત્સ! આ બન્ને કુમારોને એક એક હજાર સુવર્ણમુદ્રા બક્ષીસ આપો.'

એ સાંભળતાં જ બન્ને કુમારોએ નમ્રતા ભરેલા શબ્દોએ કહ્યું:

'મહારાજ! અમે વનવાસી છીએ. અમને વિલાસ કે વૈભવ ભોગવવાની અભિલાષા નથી. ઇશ્વરેચ્છાએ જે ફળ ફૂલ કંદમૂળ આપે તેનો આહાર અને વલ્કલ પરિધાન કરીએ છીએ. અમારે સુવર્ણનું શું કામ છે? અમે અતિ પરિશ્રમ વેઠી આપનું જીવન ચરિત્ર કંઠસ્થ કર્યું છે. આજે આપના સમક્ષ તેનું ગાન કરીને અમારો પ્રયત્ન સફળ કર્યો છે. આપ શ્રવણ કરીને પ્રસન્ન થયા છો એ જ અમારા માટે સૌભાગ્યનો વિષય છે.'

બન્ને બાળકોનો ત્યાગ અને વિનય જોઇ સર્વ સભાસદો આશ્ચર્ય પામ્યા. સર્વના મુખમાંથી 'ધન્ય, ધન્ય,' શબ્દો નિઃસરવા લાગ્યા.

કુશ અને લવ સામે થોડી વાર જોયા પછી કૌશલ્યાના

અંતઃકરણમાં તદ્દન ખાત્રી થઇ કે: તે બન્ને સીતાજીના જ પુત્રો છે. એ સમયે તેમનું ચિત્ત અસ્થિર થયું. તેમના મુખમાંથી બોલાઇ ગયું કે: 'અરે વત્સ જાનકિ!' તેઓ તુરતજ અચેતન થઇ પૃથ્વી પર મૂર્છિત થઇ પડ્યાં. તેમની નજીક બેઠેલાં કુટુંબીજનોના હૃદયમાં પણ વ્યાકુળતા ઉત્પન્ન થઈ. તે સર્વેએ યત્ન કરીને તેમને સચેત કર્યાં. થોડીવાર સંગીત સાંભળ્યા પછી સર્વના હૃદયમાં સીતાજીનો વિરહશોક પ્રબળ થઇ ઉઠ્યો. સર્વના નેત્રમાં અશ્રુપાત થવા લાગ્યો. કૌશલ્યાનું હૃદય અધીર થયું. તેઓ ઉન્મત્તની પેઠે બોલવા લાગ્યાં:

'એ બંને કુમારોને કોઇ મ્હારી પાસે લઇ આવો. હું તેમને મ્હારા ખોળામાં બેસાડી મુખ ચુંબન કરીશ. તે મ્હારી જાનકીના જ પુત્રો છે. એમને જોઇ મ્હારા હૃદયમાં વ્યાકુળતા ઉત્પન્ન થઇ છે. તમે તેમને મ્હારા સમક્ષ લઇ આવો નહિ તો હું તેમની પાસે જઇશ. એક વખત તેમનું મુખ ચુંબન કરવાથી મ્હારા હૃદયનો જાનકી–શોક ઘણો ઓછો થઇ જશે. જુઓ તો જરા, કુમારોના શરીર અવયવ જોતાં તેમાં મ્હારા રામ અને સીતાનાં સંપૂર્ણ લક્ષણો જોવામાં આવે છે. તે રાજસભામાં આવ્યા તે જ સમયે જાણે કોઇએ મ્હારા કાનમાં કહ્યું કે આ તમારા રામના બે વંશજ આવે છે' ત્યારથી જ તેમને માટે પ્રાણ રૂદન કરી રહ્યા છે. બાર વર્ષ થવાથી હું સીતાને તદ્દન ભૂલી ગઇ હતી. પરંતુ કુમારોને જોતાંજ સીતા સંબંધી મ્હારો વિરહાનલ પુનઃ પ્રજ્વલિત થયો છે. અરે વત્સ જાનકિ! તમે ક્યાં નિવાસ કરો છો? તમારી કેવી સ્થિતિ થઇ છે? તમે અદ્યાપિ જીવિત છો કે આ પાપી મનુષ્ય લોકનો ત્યાગ કર્યો છે? કંઇ સમજી શકાતું નથી.'

એમ કહી કૌશલ્યા ઉંડો નિઃશ્વાસ મૂકવા લાગ્યાં. તેમને પુનઃ મૂર્છિતાવસ્થા પ્રાપ્ત થઈ. અનેક યત્ને તે પુનઃ ચૈતન્યાવસ્થામાં આવ્યાં. કૌશલ્યાએ આતુર નેત્રે કહ્યું:

'હજી પણ બન્ને કુમારોને મ્હારા સમક્ષ લાવ્યા નહિ? તમે

કોઇ લક્ષ્મણ પાસે જઈ મ્હારૂં નામ દઇને કહો તે સત્વર તેમને મ્હારી પાસે લઇ આવશે. હું તેમને મ્હારા ખોળામાં બેસાડીશ.'

કૌશલ્યાની આતુરતા જોઇ અરૂંધતીની આજ્ઞાથી નજીક ઉભેલી રાજસેવિકા લક્ષ્મણ પાસે જઇ તેમને સર્વ હકીકત નિવેદન કરી અને કૌશલ્યાની તીવ્ર ઇચ્છા પણ કહી સંભળાવી. લક્ષ્મણે યુકિત પૂર્વક તે દિવસનું સંગીત થતું બંધ કરાવ્યું અને સભા વિસર્જન કરી. કુશ અને લવને પોતાની સાથે લઇ કૌશલ્યા સમક્ષ હાજર કર્યા. બંને કુમારોને કૌશલ્યાએ પોતાના ખોળામાં બેસાડી વારંવાર તેમનું મુખ ચુમ્બન કર્યું. અને કહ્યું: 'અરે! વત્સ જાનકિ! તમે કયાં છો? એમ કહી ઉચ્ચ કરૂણ સ્વરે રૂદન વિલાપ કરવા લાગ્યાં. એ જોઇ સુમિત્રા, ઊર્મિલા વગેરે સર્વનાં નેત્રમાંથી અશ્રુજળ વિસર્જન થવા લાગ્યાં. સર્વ વિલાપ અને પશ્ચાતાપ કરવા લાગ્યાં. કુશ અને લવ એ જોઈ અત્યંત આશ્ચર્ય પામવા લાગ્યા.

કૌશલ્યાએ શાંત થઇ પોતાની શંકા નિવારણ કરવા તે બન્ને કુમારોને પૂછ્યુ:

'તમારૂં અને તમારી માતાનું નામ શું છે?'

કુમારોએ નમ્રતા પૂર્વક ઉત્તર દીધો:

'અમારૂં નામ કુશ અને લવ અમારા પિતા કોણ છે તે અમે જાણતા નથી. આત્યાર સુધી અમે તેમને જોયા પણ નથી. અમારાં માતુશ્રી છે. તે તપસ્વિની છે. પરંતુ કોઇ દિવસ અમે તેમનું નામ સાંભળ્યું નથી. તે અમને કોઇ કહેતું પણ નથી. અમે પણ તેમને કે કોઇ બીજાને તે સંબંધી પૂછતા જ નથી. અમે મહર્ષિ વાલ્મીકિના શિષ્ય છીએ. તેમના તપોવનમાં ઉછર્યા છીએ. અને તેમની પાસેથી જ વિદ્યા શિખ્યા છીએ.'

વ્યાકુળ ચિત્તે કુમારોની હકીકત સાંભળી કૌશલ્યાને સંશય ઉત્પન્ન થયો. કુમારોના કથનથી તેમને સંતોષ નહિ થવાથી પુનઃ તેમણે પૂછ્યું:

'તમારાં માતુશ્રીની આકૃતિ કેવી છે ?'

કુશ અને લવ સીતાજીની આકૃતિનું યથાર્થ વર્ણન કરવા લાગ્યા. એટલે સર્વના મનમાં દૃઢ નિશ્ચય થયો કે તે સીતાજીના જ પુત્રો છે. કૌશલ્યા વગેરે કુટુંબીજનોનો શોકસાગર ઉછળવા લાગ્યો. કૌશલ્યાએ પુનઃ પૂછ્યું:

'તમારાં માતુશ્રીની શરીર પ્રકૃતિ કેવી છે ?'

કુશ અને લવે ઉત્તર દીધો:

'તેમને હંમેશાં જીવનમૃત જેવાં જોઇએ છીએ. પ્રતિદિન તેમનું શરીર શુષ્ક થતું જાય છે. એ જોતાં તે અધિક દિવસ જીવિત રહે એમ લાગતું નથી.'

કુશ અને લવની હકીકત સાંભળી સર્વનાં મનમાં અતિશય ચિંતા ઉત્પન્ન થઇ. કૌશલ્યાએ શંકાનિવારણ કરવા માટે લક્ષ્મણને કહ્યું:

'વત્સ! તમે મહર્ષિ વાલ્મીકિને એક વખત મ્હારી પાસે લઇ આવો.'

માતુશ્રીની આજ્ઞા માન્ય કરી લક્ષ્મણ તુરતજ મહાર્ષિને તેમની પાસે તેડી લાવ્યા. કૌશલ્યા સહિત સર્વ કુટુંબીજનોએ તેમને પ્રણામ કરી આદરસત્કારપૂર્વક આસન પર બેસાડ્યા. કૌશલ્યાએ બે હાથ જોડી પ્રણામ કરતાં પૂછ્યું:

'ભગવન્! આપના આ બે શિષ્યો કોણ છે તે કૃપા કરીને કહો.'

વાલ્મીકિએ લક્ષ્મણ સીતાજીનો ત્યાગ કરી ગયા ત્યારથી અત્યાર સુધીનું સમ્પૂર્ણ વૃત્તાન્ત કહી સંભળાવ્યું. એ સાંભળી સર્વનાં નેત્રમાં અશ્રુજળ ભરાઇ આવ્યાં. કૌશલ્યના હૃદયમાં અતિશય શોક ઉત્પન્ન થયો. તેમણે કહ્યું:

'અરે જાનકિ! વિધાતાએ ત્હારા ભાગ્યમાં આટલું બધું દુઃખ લખ્યું હતું ?'

સીતાજી અદ્યાપિપર્યંત જીવિત છે અને કુશ તથા લવ તેમના જ પુત્રો છે એ સંબંધી હવે કોઇને સંશય રહ્યો નહિ.

કુશ અને લવ પોતાનાં માતુશ્રી સીતાજી અને પિતા રામચંદ્રજી છે એ સાંભળી અતિ આનંદ પામ્યા. વાલ્મીકિએ કહ્યું:

'વત્સ કુશ! વત્સ લવ! પિતામહી અને પિતૃપત્નીઓનાં ચરણ વંદન કરો.'

તેઓએ તરત જ કૌશલ્યા, કૈકેયી, સુમિત્રા, ઊર્મિલા, માંડવી અને શ્રુતકીર્તિના ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કર્યાં. મહર્ષિ વાલ્મીકિએ કહ્યું:

'વત્સ! તમે રામાયણમાં લક્ષ્મણનાં જે સદ્‌ગુણ સાંભળ્યા છે તે આ લક્ષ્મણ. તમારા પિતાના એ કનિષ્ઠ બંધુ છે.'

એમ કહી બન્ને કુમારને લક્ષ્મણનો પરિચય આપ્યો. લક્ષ્મણને જોતાં જ આશ્ચર્યચકિત થઇ તેના ચરણથી મસ્તક પર્યંત તેઓ અવલોકન કરવા લાગ્યા. તેમની ભ્રાતૃભક્તિ રામાયણ કાવ્યમાં વાંચેલી હોવાથી તેમના ચરણમાં પ્રણામ કર્યાં.

કૌશલ્યાએ લક્ષ્મણને કહ્યું:

'વત્સ! તું રામ અને વસિષ્ઠદેવને અહીં બોલાવી લાવ.'

લક્ષ્મણે રામ અને વસિષ્ઠદેવને તુરત જ બોલાવી કૌશલ્યા સમક્ષ ઉપસ્થિત કર્યા. કૌશલ્યાએ અશ્રુપાત કરતાં કરતાં જ તેમને કુશ અને લવનો પરિચય આપ્યો. તેમજ સીતા હજી જીવિત છે તે પણ કહ્યું. કુશ લવ સંબંધી રામચંદ્રજીના મનમાં સંશય હતો તે તુરત જ દૂર થયો. નેત્રનાં જળથી તેમનું વક્ષઃસ્થળ ભીંજાવા લાગ્યું. તેઓ બન્ને ઋષિકુમાર નહિં પણ રાજકુમારના પ્રત્યે વાત્સલ્યભાવપૂર્વક એકચિત્તે જોવા લાગ્યા. કૌશલ્યાએ રામચંદ્રજીને કહ્યું કે:

'વત્સ! હવે તમે આ બન્ને રાજકુમાર અને સીતાને ગ્રહણ કરો.'

રામચંદ્રજી મૌન ધારણ કરી ઊભા રહ્યા. તેમનું એવું મૌન સમ્મતિસૂચક સમજી કૌશલ્યાએ વાલ્મીકિજીને કહ્યું:

'ભગવન! આપે સીતા અને આ બન્ને કુમારોનું આટલા દિવસ સંરક્ષણ અને પ્રતિપાલન કર્યું એ અમારા પર મોટો ઉપકાર થયો છે. હવે આપ સત્વર સીતાને અહીં તેડી લાવો.'

વાલ્મીકિના મનમાં આ વખતે જે આનંદ થયો તેનું વર્ણન કોણ કરી શકે? વાલ્મીકિ તુરત જ પોતાની કુટીરમાં ગયા અને કૌશલ્યાએ મોકલેલા મ્યાનામાં બેસાડી સીતાને ત્યાં લઇ આવવા આજ્ઞા કરી.

ધીમે ધીમે યજ્ઞ સમારંભમાં આવેલા સર્વ સભ્યો, ઋષિ અને રાજાઓના જાણવામાં આવ્યું કે: રામાયણનું ગાન કરનાર વાલ્મીકિ-શિષ્યો રાજકુમાર છે. રામે સીતાનો ત્યાગ કર્યા પછી વાલ્મીકિના આશ્રમમાં તેમનો જન્મ થયો હતો. સીતા હજી જીવિત છે. રાજા રામચંદ્રજી તેમનો સ્વીકાર કરશે. સીતાને બોલાવવા ઋષિ શિષ્યો ઋષિ આશ્રમમાં ગયા છે.

એ સમાચાર સાંભળી અનેક મનુષ્યોનાં મન હર્ષ પ્રફુલ્લિત થયાં. કોઇ કોઈ એમ પણ કહેવા લાગ્યા કે: 'આપણા રાજા અવ્યવસ્થિત ચિત્તના છે. જાનકીને પુનઃ ગ્રહણ કરવાની ઇચ્છા હતી ત્યારે તેમનો પરિત્યાગ કરવાની શી આવશ્યક્તા હતી? તે સમયે જે જાનકી હતાં તે જ અત્યારે પણ છે. તેમનો ત્યાગ કરવાનું તે સમયે જે કારણ હતું તે અત્યારે પણ વિદ્યમાન છે. મહાન્ પુરૂષોનો સ્વભાવ જાણવું બહુ કઠિન કાર્ય છે!'

સીતાજીનો સ્વીકાર કરવા રામચંદ્રજીએ દૃઢ નિશ્ચય કર્યો છે. પરંતુ જનસમાજમાં પ્રવર્તતી સર્વ કિંવદંતિ તેમના જાણવામાં આવતાં જ પુનઃ તેમનું ચિત્ત વિચલિત થતું. તેમણે વિચાર કર્યો હતો કે: હવે જાનકીનો સ્વીકાર કરવાથી પ્રજાજનનો અપવાદ સહન કરવો પડશે નહિં. તેમ છતાં તેમના હૃદયમાંથી સીતાનાં આચરણ સંબંધી સંશય દૂર થયો નહતો. તે પુનઃ શોકસાગરમાં નિમગ્ન થવા લાગ્યા અને શું કરવું તે સમજાયું નહિ. તેથી તેમણે લક્ષ્મણને

બોલાવી તેમનો અભિપ્રાય પૂછવાનું શરૂ કર્યું. અનેક વાદવિવાદ થયા પછી નિર્ણય થયો કે: સભામાં એકત્ર થયલા સર્વ જનસમાજ સમક્ષ સીતા પોતાનું વિશુદ્ધાચરણ સિદ્ધ કરે તો તેમનો પુનઃ સ્વીકાર કરવો.

રામચંદ્રની એ ઇચ્છા લક્ષ્મણે વાલ્મિકિને કહી સંભળાવી.

લક્ષ્મણના મુખમાંથી ઉપરોક્ત નિર્ણય સાંભળતાં જ તુરત વાલ્મીકિજી રામચંદ્રજી સમીપ ગયા. અને સીતા વિશુદ્ધ આચરણવાળાં છે તે સંબંધી તેમને અનેક પ્રકારે સમજાવવા લાગ્યા. રામચંદ્રજીએ ઉત્તર દીધોઃ

'ભગવન્! સીતાના શુદ્ધ આચરણ માટે મ્હને લેશ પણ શંકા નથી. પરંતુ મ્હેં રાજ્યકાર્યભાર ગ્રહણ કર્યો હોવાથી હું તદ્દન પરતંત્ર છું. આપે જ ઉપદેશ દીધો છે કે પ્રાણની દરકાર કર્યા વગર પ્રજાનું મનરંજન કરવું એજ રાજાનો પરમ ધર્મ છે કોઈ પણ કારણસર એ વિષયમાં બેદરકાર રહેવું નહિ. જો તેવી બેદરકારી રાખવામાં આવશે તો આ લોકમાં અપયશ અને પરલોકમાં નરકગામી થવું પડશે. પ્રજાજનના અંતઃકરણમાં સીતાના આચરણ સંબંધી વિશેષ સંશય ઉત્પન્ન થયો છે. તે સંશય નિવારણ થયા સિવાય શી રીતે હું સીતાનો સ્વીકાર કરૂં તે આપ જ કહો સીતાનો ત્યાગ કર્યો ત્યારથી મ્હેં સર્વ સુખ વિસર્જન કર્યાં છે. આટલા દિવસ હું કેમ જીવિત રહ્યો છું તે હું કહી શકતો નથી. હું તદ્દન પરતંત્ર હોવાથી મ્હારે પ્રાણપ્રિયા સીતાનો ન છુટકે ત્યાગ કરવો પડ્યો છે. એક વખત મ્હને એવો વિચાર થયો હતો કે: પ્રજાજનને જે કહેવું હોય તે ભલે કહે, ભલે તે અસંતુષ્ટ થાય, ભલે તે મ્હારી નિંદા કરે. તેમના ભયને વશ થઇ હું સીતાને સ્વીકારવાથી વિમુખ થઇશ નહિ. પરંતુ તેમ કરવાથી રાજધર્મ પ્રતિપાલન થશે નહિં એમ સમજી તે સાહસ હું કરી શક્યો નહિ. વળી એક વખત એવો પણ વિચાર કર્યો હતો કે: ભરતને રાજ્યકાર્યભાર અર્પણ કરી મ્હારે વાનપ્રસ્થાશ્રમ

ગ્રહણ કરવો. તેમ કરવાથી જાનકીનું પુનઃ ગ્રહણ કરવા સંબંધી મ્હને કાંઇ દોષ લાગશે નહિં. અનેક વિચાર કર્યા પછી તે વિચાર પણ મ્હને યોગ્ય જણાયો નહિ. મ્હેં જાનકી પ્રત્યે નિષ્ઠુર કૃત્ય કર્યું છે. તેથી નિઃસંદેહ મ્હેં ઘોર અધર્મ કૃત્ય કર્યું છે. મ્હેં સતત દુઃખ ભોગવવા માટે જ નર જન્મ ધારણ કર્યો છે. સીતાવિરહથી મ્હારે કેવું દારૂણ કષ્ટ સહન કરવું પડ્યું છે તે તો મ્હારો અંતરાત્મા જ જાણે છે. જો આ ક્ષણે જ મ્હારા પ્રાણ ત્યાગ થશે તો હું એ દુઃખ-માંથી મુકત થઇશ એમ મ્હને લાગે છે.'

રામચંદ્રજીના નેત્રમાંથી અનર્ગળ અશ્રુપાત થવા લાગ્યો. થોડીવાર પછી શાંત ચિત્તે બે હાથ જોડી વાલ્મીકિને વિનયપૂર્વક કહ્યું:

'ભગવાન્! સીતા આવે તે સમયે તેમને આપની સાથે સભા-મંડપમાં લઇ આવજો. અને કૃપા કરીને તેમનો સ્વીકાર કરવા માટે સર્વ જનસમાજની સમ્મતિ પૂછજો. જો સર્વ પ્રજાની સમ્મતિ મળશે તો તુરત જ હું તેમનો સ્વીકાર કરીશ. સર્વ પ્રજાની સમ્મતિ ન મળે તો કોઇ નિઃશંક પ્રમાણ દ્વારા પ્રજાજનનો સંદેહ નિવારણ કરવો પડશે.'

રામના શબ્દો સાંભળતાં જ વાલ્મીકિએ તુરત જ સમ્મતિ દર્શાવી. તેઓ શોકગ્રસ્ત મુખે પોતાની પર્ણકુટી તરફ ચાલ્યા ગયા.

કૌશલ્યાએ મોકલેલો મ્યાનો જોઇ અને મહર્ષિએ મોકલેલા શિષ્યને મુખેથી તેમની આજ્ઞા સાંભળી સીતાજી સમજ્યાં કે: 'વિધાતાને મ્હારા પર દયા ઉત્પન્ન થઇ છે. આટલા દિવસ દુઃખ સહન કર્યા પછી મ્હારૂં દુઃખ નિવારણ થયું છે. જ્યારે માતુશ્રીએ મ્યાનો મોકલ્યો છે ત્યારે હવે મ્હને આર્યપુત્ર પુનઃ ગ્રહણ કરશે એમાં સંદેહ નથી. એટલા માટે જ આજે મ્હારી ડાબી આંખ વારંવાર ફરકતી હતી. આર્યપુત્રનો સ્નેહ, દયા અને મમતા હું જાણું છું. તદ્દન પરતંત્રતાને લીધે જ તેમણે મ્હારો ત્યાગ કર્યો હતો. તેમના વિરહથી મ્હને જેમ અસહ્ય કષ્ટ થતું હતું તેજ પ્રમાણે મ્હારા વિરહથી

આર્યપુત્રને પણ અતિશય વિયોગ કષ્ટ થતું હતું એમાં સંદેહ નહિ. જો મ્હારા પર તેમનો સ્નેહ લેશમાત્ર ઓછો હોત તો તેઓ કદી પણ મ્હને પુનઃગ્રહણ કરત નહિ. તેમણે યજ્ઞમાં સહધર્મિણીના સ્થાનમાં મ્હારી સુવર્ણ પ્રતિમા સ્થાપન કરી ને સ્નેહની હદ દર્શાવી છે. તેમ થવાથી મ્હારો શોકાગ્નિ નિવારણ થયો છે. આર્યપુત્રનું સહવાસ સુખ પુનઃ મ્હારા અદ્રષ્ટમાં લખ્યું હશે એ હું સ્વપ્ને પણ માનતી ન હતી.'

આનંદાવેશમાં સીતાજીના નેત્રમાંથી અશ્રુજળ નિકળવા લાગ્યાં. તેમના શુષ્ક શરીરમાં અપૂર્વ બળ ઉત્પન્ન થયું: ચિત્તમાં અપ્રતિમ સ્ફૂર્તિ અને ઉત્સાહનો આવેશ થયો. 'પતિદેવ પુનઃ ગ્રહણ કરશે' એ સાંભળી તેમની હ્રદય કંદરામાં અપૂર્વ આનંદ પ્રવાહ વહેવા લાગ્યો. આશાની આશ્વાસન શકિતની ગણત્રી કોણ કરી શકે છે? તેઓ આશા પર વિશ્વાસ રાખી કેટલીએ કલ્પના કરવા લાગ્યાં. રામની સાથે સમાગમ થવાથી જે જે પ્રકારના સુખોપભોગ ભોગવવાના છે તેનાં ચિત્રો પોતાના હ્રદય પટ પર ચિતરવા લાગ્યાં. અને જાણે તે બનાવ દ્રષ્ટિ સમીપ બનતા હોય તેવું જોવા લાગ્યાં. તેમના હ્રદયમાં અતિશય પ્રેમ ઉત્પન્ન થયો. તેમના મનમાં એવો પણ વિચાર આવ્યો કે: 'જાણે તેઓ રામચંદ્રજીના સન્મુખ ઊભાં છે. રામચંદ્રજી નીચે મસ્તકે ઉભા છે. શરમને લીધે તેઓ તેમની સાથે કાંઇ બોલી શકતા નથી.' થોડીવારે વિચાર થયો કે: "જાણે રામ અશ્રુપૂર્ણ નેત્રે તેમની સાથે સ્નેહસંભાષણ કરી રહ્યા છે. હું અભિમાનવશ થઇ મુખ આડું કરી તેમની સાથે વાર્તાલાપ કરતી નથી.' વળી વિચાર કરવા લાગ્યાં: 'અમારો બન્નેનો સમાગમ થતાં જ અમે જીવિત થઇ સ્થિર નેત્રે એકબીજાના મુખ સ્હામું જોઇ રહ્યાં છીએ. અને નેત્રમાંથી નિઃસરતી અશ્રુધારા વડે અમારાં બન્નેનાં વક્ષઃસ્થળ ભિંજાઇ રહ્યાં છે.' વળી વિચારવા લાગ્યાં કે: "જાણે અમે બન્ને એક આસને બેઠાં બેઠાં પરસ્પર દીર્ઘકાલના વિરહ

દુઃખનું વર્ણન કરી રહ્યાં છીએ. એમ કરતાં કરતાં અજાણત જ રાત્રિ વ્યતીત થઇ ગઇ છે.' પુનઃ વિચાર થતો કેઃ 'તેઓ સાસુજી સમક્ષ જઇ તેમનાં ચરણમાં નમન કરી પ્રણામ કરી રહ્યાં છે. સાસુજી અશ્રુજળ વહેવડાવતાં પોતાનું મુખ ચુંબન કરે છે. અને પોતાનું શરીર માત્ર હાડપિંજર જેવું જોઇ શોક કરતાં કેટલોયે પરિતાપ કરી રહ્યાં છે.' તેમણે એમ પણ વિચાર આવ્યો કેઃ તેઓ સાસુજી સમક્ષ ઉભાં છે. અને તેઓ જે કાંઇ પ્રશ્ન પૂછે છે તેનો ઉત્તર આપી રહ્યાં છે. એ જ સમયે તેમના દિયરો ત્યાં આવી પહોંચ્યા છે. અને અશ્રુપ્રવાહ વહેવડાવતા 'આર્યે! પ્રણામ કરીએ છીએ.' એમ કહી અભિનંદન આપે છે. તેમને પુનઃ વિચાર આવતો કેઃ 'તેમની દેરાણીઓ આવી તેમને પ્રણામ કરે છે. અને એક બીજાનાં દર્શન કરવાથી હૃદયમાં શોકપ્રવાહ વહન થતાં સર્વના નેત્રમાંથી અશ્રુપ્રવાહ વહન થઇ રહ્યો છે.' અંતે એવો પણ વિચાર થયો કેઃ જાણે રામની પાસે સ્થાપન કરેલી સુવર્ણ મૂર્તિ દૂર કરવામાં આવી છે. તેઓ રામના ડાબા હાથ તરફ બેસી યજ્ઞભૂમિમાં સહધર્મિણીનું કાર્ય કરી રહ્યાં છે.'

આ પ્રમાણે સીતાજીને જાણે સાક્ષાત્ અનુભવ થઇ રહ્યો હોય એવા અનેક વિચાર હૃદયમાં ઉત્પન્ન થતા. આનંદમાં મગ્ન થઇ સીતાજી મ્યાનામાં બેઠાં અને બીજે દિવસ સાયંકાળને સમયે નૈમિષારણ્યમાં મહર્ષિની પર્ણકુટીમાં ઉપસ્થિત થયાં.

વાલ્મીકિજીએ કહ્યું:

'વત્સ! રાજા રામચંદ્રજીએ તમને સ્વીકારવા સમ્મતિ દર્શાવી છે. તેઓ કાલે સભામંડપમાં રાજસિંહાસન પર બિરાજશે. તે સમયે હું તમને સભા સમક્ષ તેમના હાથમાં અર્પણ કરીશ.'

વાલ્મીકિના મનમા દ્રઢ વિશ્વાસ હતો કેઃ હું સીતાજીને ગ્રહણ કરવાની પ્રાર્થના કરીશ તો કોઈ પણ પ્રજાજન સાહસ કરીને સભામાં અસમ્મતિ દર્શાવશે નહિ. તેમજ સીતાજીના વિશુદ્ધ પવિત્ર

આચરણ માટે પ્રમાણુની આવશ્યકતા હોવા છતાં કોઇ મનુષ્ય એ સંબંધી કાંઇ બોલશે નહિ.'

આ સમયે જાનકીએ એકાંતમાં બેસી કુશ અને લવને મુખેથી વનમાં આવ્યા પછી જે જે બન્યું તેનું સવિસ્તર વર્ણન સાંભળ્યું. રામચંદ્રજી પોતાને પુનઃ સ્વીકારવા સંશય રહિત થયા છે એમ તેમને લાગ્યું. તેમના હૃદયમાં અપૂર્વ આનંદ થયો. તેઓ પ્રાતઃ સમયની રાહ જોવા લાગ્યાં. તેમણે સમસ્ત રાત્રિ ખુલ્લાં નેત્રે વ્યતીત કરી. રાત્રિએ લેશમાત્ર નિદ્રા આવી નહિ.

રાત્રિ વીતી થઇ. પ્રાતઃસમય થયો. મહર્ષિ વાલ્મીકિ બ્રાહ્મ મુહૂર્તમાં જ શય્યા ત્યાગ કરી સ્નાન આહ્નિક કાર્યથી નિવૃત્ત થયા અને સીતા, કુશ, લવ તથા શિષ્ય મંડળી સહિત સભામંડપમાં જઇ પહોંચ્યા. સીતાજીનું શરીર રૂપી હાડપિંજર જોઇ રામચંદ્રજીનું હૃદય ચૂર્ણ વિચૂર્ણ થવા લાગ્યું. તેઓ અતિકષ્ટે હૃદયશોક સમાવી શક્યા. તેમના મનમાં એક જ ભીતિ હતી કેઃ હવે પ્રજાજન કેવો અભિપ્રાય દર્શાવશે. સીતાજીનું શુષ્ક શરીર જોઇ અનેક સભાસદોના અંતઃકરણમાં કરૂણારસનો સંચાર થયો. સર્વને તેમના પ્રત્યે દયા ઉત્પન્ન થઇ. વાલ્મીકિએ આસને નહિ બેસતાં ઉચ્ચ સ્વરે કહ્યું:

'આ સભામાં જૂદા જૂદા દેશના રાજાઓ, કૌશલ રાજ્યના મુખ્ય પ્રજાજનો, અને બીજા હજારો પુરનિવાસી જન સમાજ બિરાજ્યા છે. તમે સર્વ જાણો છો કે રાજા રામચંદ્રજીએ નિરર્થક લોકાપવાદને કારણે ચલિત ચિત્ત થઇ તદ્દન નિરપરાધી જાનકીનો ત્યાગ કર્યો હતો. સર્વને મારી વિનંતિ છે. કેઃ રામચંદ્રજી તેમને પુનઃ સ્વીકારે તેમાં આપની સમ્મતિ દર્શાવશો. જાનકી તદ્દન શુદ્ધ આચરણનાં અને પરમ પવિત્ર છે એ મનુષ્ય માત્રનું અંતઃકરણ કબુલ કરશે. એમાં મને લેશ માત્ર શક નથી.'

વાલ્મીકિનું સંભાષણ બંધ થતાં જ પ્રજાજનોમાં મ્હોટો કોલાહલ ઉત્પન્ન થયો. થોડી વાર પછી રાજા મહારાજાઓ અને મુખ્ય

પ્રજાજનો ઊભા થઈ, બે હાથ જોડી કહેવા લાગ્યા: 'અમે નિષ્કપટ અંતઃકરણે પ્રાર્થના કરીએ છીએ કે: રાજા રામચંદ્રજી સીતાદેવીને પુનઃ સ્વીકારે તો અમે અતિશય સંતોષાનંદ પ્રાપ્ત કરીશું.'

આ સમય કેટલીક જાતિના પ્રજાજનો નીચે મસ્તકે મૌન ધારણ કરી બેસી રહ્યા. રામચંદ્રજી અત્યાર સુધી શાંત ચિત્તે સર્વ સભાજનો પ્રત્યે દૃષ્ટિપાત કરી રહ્યા હતા. તેમણે કેટલાક મનુષ્યોની મૌન સ્થિતિ જોઇ વિચાર્યું કે સીતાજીને પુનઃ ગ્રહણ કરવામાં સંપૂર્ણ સભાજનોની સમ્મતિ નથી. તેઓ મ્લાન મુખે, ગદ્‌ગદ્ કંઠે વાલ્મીકિના મુખ સ્હામું જોવા લાગ્યા. વાલ્મીકિનો ઉત્સાહ ભંગ થયો. તેમને બીજો કોઇ ઉપાય સૂઝ્યો તેથી મહર્ષિએ સીતાજીને કહ્યું:

'વત્સ! તમારા આચરણ માટે જન સમાજમાં જે લોકાપવાદ પ્રચલિત થયો હતો તે હજી સંપૂર્ણ અને નિર્મૂળ થયો નથી. તેથી તમે હવે સર્વ જન સમાજ સમક્ષ તમારાં પવિત્ર આચરણની પરીક્ષા આપો અને તમારા પર જે દોષારોપણ કરવામાં આવ્યું છે તેમાંથી મુક્ત થાઓ. સર્વના અંતઃકરણમાંથી સંદેહ દૂર કરો'

સીતાજી મહર્ષિના જમણા હાથ તરફ ઉભાં રહી પુનઃ ગ્રહણ કરવાની રાહ જોઇ રહ્યાં હતાં. પરંતુ વાલ્મીકિનાં વચન સાંભળતાં જ પોતાના મસ્તક પર વજ્રાઘાત થયો હોય તેમ અચેતન થઇ પૃથ્વી પર પડી ગયાં.

માતુશ્રીની એ સ્થિતિ જોઇ કુશ અને લવ ઉચ્ચ સ્વરે રૂદન કરતા અતિશય કલ્પાંત કરવા લાગ્યા. રામચંદ્રજી અત્યાર સુધી જનસમાજની પ્રિયતાને લીધે ધૈર્ય ધારણ કરી રહ્યા હતા. પરંતુ સીતાને મૂર્છિત અવસ્થામાં પૃથ્વી પર પડેલાં જોઇ કુશ અને લવનો આર્તનાદ સાંભળી ઉંડો નિશ્વાસ નાખી બોલ્યા:

'પ્રિયે!'

બસ, એટલું બોલી તેઓ પણ સિંહાસન પરથી પૃથ્વી પર ઢળી પડ્યા. શોકાતુર થઈ કૌશલ્યાએ કહ્યું:

'વત્સ! જાનકિ!'

એટલું કહી તેઓ પણ મૂર્છિત થઇ ગયાં. સીતાજીની દેરાણીઓ પણ અતિશય શોકગ્રસ્ત હૃદયે 'અરે! આ શું થયું?' કહી ઉચ્ચ સ્વરે રડવા લાગી. એ જોઇ સભામાં બેઠેલા સર્વ સભાસદોને પણ અતિ કષ્ટ થયું. તેઓ શાંત સ્તબ્ધ થઇ બેસી રહ્યા હતા. ભરત, લક્ષ્મણ અને શત્રુઘ્નના અંતઃકરણમાં પણ પ્રબળ વેગપૂર્વક શોકાગ્નિ પ્રગટ્યો હતો છતાં તેઓ રામચંદ્રજીની નજીક જઇ તેમને શોકશાંતિ થાય એવા ઉપચારો કરવા લાગ્યા. થોડીવાર પછી તેમને ચૈતન્ય પ્રાપ્ત થયું. મહર્ષિ વાલ્મીકિજી સીતાને શાંતિદાયક બોધવચનો કહેવા લાગ્યા. પરંતુ તેમના સર્વ પ્રયત્ન નિષ્ફળ ગયા. તેઓ સમજી શક્યા કેઃ સીતાજીએ આ અસાર સંસારનો ત્યાગ કર્યો છે. તેમનો પ્રાણ શરીરનો ત્યાગ કરી સ્વ-સ્વરૂપમાં લીન થયો છે!

સીતાજી અતિ સુશીલ અને તદ્દન સરળ હૃદયનાં હતાં. તેમના જેવી પવિત્ર અને પતિવ્રતા રમણી કદી પણ કોઇએ જોઇ કે સાંભળી નહિ હોય. તેમણે પોતાના વિશુદ્ધ જીવનમાં, પતિપરાયણતાના સદ્‌ગુણનું શ્રેષ્ઠ દર્શન કરાવ્યું છે. વિધાતાએ માનવજાતિને પતિવ્રતા-ધર્મનો ઉપદેશ દેવા માટે જ સીતાજીને જન્મ આપ્યો હોય એમ જણાય છે. તેમના જેવી સર્વ સદ્‌ગુણ સમ્પન્ન કામિનીએ કોઇ સમયે પૃથ્વી પર જન્મ ગ્રહણ કર્યો હોય અથવા પોતે સર્વ સદ્‌ગુણ સમ્પન્ન હોવા સાથે અને સર્વસદ્‌ગુણસમ્પન્ન પતિ પ્રાપ્ત કરવા છતાં કોઇ પણ સ્ત્રીએ તેમના જેવું કષ્ટ ભોગવ્યું હોય એવું જાણવામાં આવ્યું નથી. પતિનું વ્રત એજ પોતાનું વ્રત, પતિનો ધર્મ એજ પોતાનો ધર્મ અને પતિની આજ્ઞા એજ પોતાનું જીવન વ્રત, એમ સમજી સીતાજીએ અનેક દુઃખ ભોગવવા છતાં પતિદેવનું નામસ્મરણ, પતિ-દેવનું આત્મચિંતન અને પતિદેવનું માનસિક પૂજન ત્યજ્યું ન હતું. પોતે નિરપરાધિ હોવા છતાં પતિ દ્વારા મળેલો વનવાસ પતિ

કલ્યાણુની તપશ્ચર્યામાં ગાળવામાં જ તેમણે આનંદ માન્યો હતો. એ આનંદની પરાકાષ્ટા તેમના સ્વર્ગગમનમાં જોવામાં આવે છે!

ભારતવર્ષની પતિવ્રતા સ્ત્રીઓ! કુળવધૂઓ! ધર્મભગિનીઓ રમણી રત્નો! સીતાજીનું જીવન ચરિત્ર તમને શો ઉપદેશ આપે છે? તમે તમારી મેળે જ તે સમજી લ્યો! અમે તો આટલું જ કહીશું કે:

પતિવ્રતા સ્ત્રીને ધન્ય છે!
પતિવ્રતા સ્ત્રી અમર છે!
પતિવ્રતા સ્ત્રી ચિરકાળ સ્વર્ગ પ્રાપ્તિ કરે છે!
પતિવ્રતા સ્ત્રીનું પૂજન દેવો કરે છે!
પતિવ્રતા સ્ત્રીનો મોક્ષ છે!

☆ સમાપ્ત ☆

